સંભવ રહે તેથી તેને મારવો નહિ, ત્યારે સિદ્ધાન્તિ કહે છે કે દુઃખી જીવને પણ ત્યાં પાપનો ઉદય નહિ થાય અને પુણ્યનોજ ઉદય થશે જેથી તે દુઃખી નહિ થતાં સુખી થશે આવો નિશ્ચય શાથી તેં કર્યો ?

૧૫૫ સિદ્ધાન્તિના મતથી પરિણામની ક્ષણે ક્ષણે વિચિત્રતા હોવાથી દુઃખીપણામાં પણ કદાચિત્ ધર્મોદય આવે અને તે જીવ પોતાના કલ્યાણનું બીજ વાવે એ સંભવ હોવા છતાં વાદીને પોતાના મતથીજ સમજાવવા કહે છે. ખરાબ અધ્યવસાયવાળા દુઃખી જીવો સ્વર્ગે જાય આ નિયમનો પુનર્દરિદ્રી પુનરેવ પાપી આ કહેવતથીજ હણાઈ જશે, અને દુઃખી પોતે ખરાબ અધ્યવસાયવાળો છતો મરીને નરકે જશે; અને ન મર્યો હોત તો તમારા મત પ્રમાણે તે ઘણા દુઃખી જીવોને મારીને પોતાના નરકના કારણભૂત કર્મોનો ક્ષય કરીને કદાચિત્ નરકે ન પણ જાય માટે તે આગામી ભવને વિષે સુખી થશે એમ પણ સંભવ કેમ નથી થતો, જેથી તેને નિર્દયપણે મારવો જોઈએ એમ કહોછો ?

૧૫૬ દુઃખીને જો મારીએ તો તે નરકે પણ જાય, અને જો એને ન મારીએ તો તમારા મત પ્રમાણે તે બીજા અન્ય જીવોને મારીને પુણ્ય ઉપાર્જન કરે તેથી તે નરકે કદાચ ન પણ જાય; તેથી પાપીને મારવાથી તેમના પાપનો ક્ષય થશે એ જે તમે કહોછો તે વાતમાં સંશય નથી એમ કેમ કહોછો. હવે વાદીએ નારકીના જીવોને ઘણા દુઃખનો ભોગ હોવા છતાં પણ નારકીના આવખાનો બંધ તથા નરકમાં ઉત્પત્તિ ન હોવાથી તે નારકીને કર્મનો ક્ષય થાય છે એમ માની દુઃખી જીવોને પણ મારવાથી તેમના કર્મનો ક્ષય થશે એમ જે કહ્યું હતું તેનો ઉત્તર આપે છે કે, નારકીઓનું આયુષ્ય નિરૂપક્રમ હોવાથી તથા શરીર છેદાએલું છતાં પણ પારાની પેઠે વૈક્રિય હોવાને લીધે એ-

કત્ર થવાથી દેહને અત્યંત તિવ્ર દહનપાટનાદિક વેદનાઓ છતાં પણ તે દુઃખથી મૂર્છિત થએલાઓને તિવ્ર સંકલેશ થતો નથી.

૧૫૭ તેજ તિવ્રસંકલેશનો અભાવ પ્રત્યક્ષ દ્રષ્ટાંતે કરીને બતાવી આપે છે. આ લોકમાં પણ મૂર્છાને પામેલા મૂઢચેતનાવાળા અને દુઃખમાં ઘેરાઈ ગએલા જીવો તે દુઃખાદિ માત્રની અંદરજ જેની ચિત્તક્રિયા રોકાઇ છે એવા છતાં સ્ત્રી આદીકની અંદર રાગદ્વેષ પરિણામવાળા થતાં નથી.

૧૫૮ જે નારકીઓનુ ઉદાહરણ આપ્યું છે તેઓને વેદનીય કર્મના ઉદયથી ઉત્પન્ન થએલા શરીરવેદનાના તિવ્રભાવને લીધે કોઈ સમુદ્ઘાત કરતો હોય તેની પેઠે ઘણા ક્રૂર વિગેરે માઠા પરિણામ થતાં નથી. આમ તિવ્ર રાગ દ્વેષનો અભાવ છે તેથી વેદની સમુદ્ઘાત કરતાં નારકીઓના બંધ પણ પાતળો છે. અને ક્ષય પણ એકાન્તે ઉત્કૃષ્ટ નથી. યુક્તિથી સિદ્ધ કરેલા અર્થને સિદ્ધ કરવા માટે આગમનુ પ્રમાણ આપે છે.

૧૫૯ જે કર્મે નારકી ઘણા ક્રોડ વર્ષે ખપાવે છે તે કર્મ જ્ઞાની ઉચ્છવાસમાત્રમાં મન વચન કાયાએ ગુપ્ત થયો થકો ખપાવે છે

૧૬૦ આ હમણાં ૧૫૬ મા શ્લોકમાં કહ્યું એ કારણથી એટલે તેવા દુઃખી પાપ કરવાવાળા નારકીઓને પણ તેવા સંકલેશના અભાવને લીધે જેટલાં કર્મનો ક્ષય છે તેટલાનો બંધ થતો નથી.

૧૬૧ વાદી કહે છે કે જેવી રીતે તમારા મત પ્રમાણે નારકીઓની તિવ્રવેદનાઓને લીધે મૂર્છા થવાથી સંકલેશ પરિણામ થતો નથી અને તે સંકલેશ પરિણામના અભાવને લીધે નારકીને થોડા કર્મ બંધાતા ઘણા કર્મ નાશ પામે છે. તેમ અમે દુઃખી જીવને મારીશું તેને પણ સંકલેશ થવાથી ઓછા કર્મ બંધાશે અને ઘણાનો નાશ થશે. તાત્પર્યમાં મૂર્છિતપણું એજ કર્મ

ક્ષયનુ કારણ થયું. કેમકે મૂર્છિત ન થાય તો તેને સંકલેશ થવાને લીધે તેવા કર્મનો નાશ થતો નથી માટે જરૂર મૂર્છા સહિત વધ કરવો જોઇએ. ત્યારે શાસ્ત્રકાર નારકીઓનુ શરીર અસાતા વેદનીય આદિ કર્મોને સહન કરવામાં સમર્થ તથા નિરૂપક્રમ આયુષ્યથી ધારણ કરેલું હોવાથી તેને તેવા દુઃખનુ વેદન થઇ શકે, પણ બીજા જીવો કે જેઓનુ શરીર ઔદારીક અને આયુષ્ય સોપક્રમ છે તેવાઓને તેવા દુઃખની છાયામાત્રથીજ મૃત્યુ થાય અને તે કર્મ તેમના તેમ આત્મામાં રહે કે જેનુ વિપાક આગલા ભવે ભોગવવું પડે પણ નારકીની માફક ક્ષય થાય નહિ, માટે તે દૃષ્ટાંતથી ઔદારીક શરીરવાળાને મારવા તે પરભવમાં તેમને દુઃખી કરવાનુંજ છે. એવી રીતે મારનારને આ શ્રીને કર્મક્ષયાદિકનું વિવેચને પાછળ સંક્ષેપથી કહેવાએલુ વાદીને ધ્યાનમાં રહ્યું હશે એમ ધારી મારનારને કર્મક્ષય થાય નહિ તે જણાવતાં કહે છે કે મારનારને જો જીવ મારવાથી કર્મ બંધાએલા હોય તો તેના ક્ષય પણ તેનાથી થાયજ નહિ માટે તમારે અવધથીજ કર્મનો બંધ માનવો પડશે.

૧૬૨ અને આ પ્રકારે અવધથી કર્મબંધનો પક્ષ ગ્રહણ કરવાથી મુક્તજીવોને કર્મબંધ વિગેરે કોઇ પ્રકારે જેનુ સમાધાન કોઇથી થઇ શકે નહી તેવા પૂર્વે વર્ણવેલા દોષો આવશે અને દુઃખીને મારવાથી કર્મનો ક્ષય માનતાં તે કર્મક્ષયને લીધે થતી મુક્તિમાં ગયા પછી કોઇ પણ જીવનો વધ નહિ થવાને લીધે કર્મબંધથી સંસારમાં આવવું. એટલે તાત્પર્યથી વધથી થએલો કર્મક્ષય નકામોજ થયો. અને તેને મારવાથી આગામીકાળે તેના વધનો અંતરાય થતો હોવાથી તેને અવધજન્ય પાપનો બંધ કરાવનાર મારનારજ થશે. ઇત્યાદી દૂષણો આવશે.

૧૬૩ આ પૂર્વાપર વિરોધ વિગેરે સેંકડો દોષવાળુ બોલા

પ્રવૃત્તિનો અભાવ આવી પડશે. દાખલા તરીકે અન્નનું દાન પણ ન આપવું જોઈએ. કારણકે શું અજીરણ વિગેરે દોષ સંભવતા નથી?

૧૭૨ અને તેથી આગામી દોષના ભયને લીધે અન્ન વિગેરે પોતે પણ ન ખાવું જોઇએ. અને જવું આવવું વિગેરે સર્વે યોગ્ય નથી. કારણકે જતાં વખતે કાંટો વાગે અથવા આવતાં ભિંત પડે ને અગદાક જવાય. તેથી આગામી દોષની શકાની નિવૃત્તિ નહી થવાને લીધે તો કાંઇપણ કરવું યોગ્ય નથી.

૧૭૩ આમ છે તેથી અનિવૃત્તિ પણ ઉપર કહેલા દોષોને લીધે કેમ કરવી જોઇએ. અને આલોચન પણ અપરાધનો સંભવ હોવાને લીધે યુક્ત નથી.

૧૭૪ આમ મતિવિભ્રમના કારણભૂત, તત્વપ્રતિપાદનાથે રહિત, અને અનુભવ લોક તથા આગમથી વિરૂદ્ધ, એવું આ વચન સિદ્ધાન્તના તત્વ સમજનારનું નથી.

૧૭૫ તે માટે શુદ્ધ ચિત્તવાળા, શ્રદ્ધાવાળા, જીનઆગમમાં કહેલી વિધિયે વધવિરતિને વિષે ઉદ્યમવાળા, અને જેના પરિણામ પડયા નથી એવા ધીરજવાળા, પચ્ચખાણ કરાવનાર અને કરનાર એ બન્ને, વિરતિને લીધે, પાપનો ક્ષય કરે છે. અર્થાત્ વિરતિ એજ પાપક્ષયનું કારણ છે અને તે તેના ઇચ્છનારે અવશ્યે કરવી જોઇએ.

એવી રીતે વધથી કર્મનો બન્ધ થાય છે અને નિવૃત્તિથી કર્મનો નાશ થાય છે એમ અનિષ્ણપગમ અને શ્રુણાગમ જણાવીને તેના કારણભૂત અવધનો સંભવ વધના સંભવેજ હોય. તો તે વધને માટે કેટલાકોની વિપ્રતિપત્તિઓ જણાવે છે.

૧૭૬ આત્માને દ્રવ્યપર્યાયમયી નહિ માનનારા કેવળ દ્રવ્યમયજ માનનારા તથા કેવળ પર્યાયમયજ માનનારા વાદીઓ અનુક્રમે કહે છે કે, જીવ નિત્ય હોવાથી તેનો નાશ કોઇ પણ

પ્રકારે થાય નહિ; તેમજ સ્વભાવે કરીને ક્ષણનાશી હોવાથી પણ પોતાની મેળે નાશ પામવાવાળો છે તેથી વધ કરનારને મારવાના પ્રયત્નનું સાફલ્ય ન થવાથી હિંસા થાય નહિ; અને જો હિંસાજ વાસ્તવિક નથી તો તેની વિરતિ આકાશના ફૂલ સુંઘવાની વિરતિ જેવી છે.

૧૭૭ કેવળ દ્રવ્યવાદી કહે છે કે જીવ એક સ્વભાવવાળો નિત્ય છે (અર્થાત્ ઉત્પત્તિ નાશ જેના નથી તથા એક સ્વભાવે સર્વથા સ્થિત છે તે નિત્ય કહેવાય છે) તેથી તેવો જીવનો વધ કેમ બને? કેમકે વધથી જો જીવનો ફેરફાર થાય તો તે જીવની અનિત્યતા કહેવાય અને જો આત્મામાં ફેરફાર કાંઇ પણ ન થાય તો હિંસા વસ્તુજ નહિ રહે. હવે તેમજ કેવળપર્યાયવાદી કહે છે કે પર્યાય શિવાય કોઇપણ દ્રવ્યલક્ષણ વસ્તુ જગતમાં નથી, અને તે પર્યાયો ક્ષણનાશી ન હોય તો કોઇ દીન નાશ પામે નહિ અને તેથી પ્રત્યક્ષ વિરોધ આવે, માટે ક્ષણનાશી પર્યાયોજ વસ્તુ છે. ત્યારે સ્વભાવે કરી પર્યાયમયી જે જીવલક્ષણ વસ્તુઓ અનિત્ય છે તેને ક્ષણલક્ષણજ નિયમિત નાશનુ કારણ હોવાથી, બીજા નાશના કારણની જરૂર પડતી નથી. માટે મરનારે કરેલો હિંસાનોપ્રયત્ન નકામોજ છે. તેથી હિંસા દ્રવ્યવાદી કે પર્યાયવાદી એકેને મતે બનતી નથી.

૧૭૮ એવી રીતે વધવિરતિનો અસંભવ દેખાડી ભેદાભેદ પક્ષથી પણ વધવિરતિનો અસંભવ દેખાડે છે: જીવ શરીરથી અન્ય છે કે તન્મય છે જો અન્ય હોય તો શરીરનો વધ કરવાથી જીવનો વધ કેમ થાય ? કારણકે જીવથી અન્ય પદાર્થ જે ઘટ તેના નાશથી જીવનો નાશ થતો નથી; તેમ જીવથી અન્ય જે શરીર તેના નાશથી જીવનો નાશ ન થવો જોઇયે.

૧૭૯ અને જો જીવ અને શરીર એકજ હોય તો પરલો

પેઠે જીવનો પણ સર્વથા નાશજ થવાનો; તો પછી પુણ્ય પાપ રહ્યું નહિ; તો તમારે વધવિરતિ શામાટે કરવી જોઇયે.

૧૮૦ અત્રે સિદ્ધાન્તી ઉત્તર આપે છે કે દ્રવ્યપણું જીવ નિત્ય છે, અને પર્યાયપણે અનિત્ય છે. અને શરીરથી તદ્રૂપ ન હોવાથી ભિન્ન છે. અને તેની અંદર અનુપ્રવેશ થયું હોવાથી દુગ્ધજળની માફક વ્યાધીને તેનાથી સુખદુઃખ ભોગવવાથી અભિન્નપણું છે. તેના વધથી વધવિરતિ કેમ અવિર્થક છે?

૧૮૧ જીવનું નિત્ય અને અનિત્યપણું શાસ્ત્રથી અને લોકવ્યવહારથી જાણવું અને જો જીવ એકાન્ત નિત્ય હોય કે એકાન્ત અનિત્ય હોય તો સંસાર વિગેરે ઘટતા નથી.

૧૮૨ દ્રવ્ય અને તેના સ્વભાવ જુદી વસ્તુ ન હોવાથી જે નિત્ય તે બીજી દશામાં જાય નહિ તો તેને ચાર ગતિમાં સંસારાનુરૂપ જે સંસાર તે કેમ ઘટે? અને તે સંસાર તો પ્રત્યક્ષજ છે. અને એકાન્ત અનિત્ય માનીયે તો ઉત્પત્તિના બીજા ક્ષણેજ નાશ પામેલો હોવાથી તેને પુણ્યપાપાદિનો બંધ ન થાય અને તેથી સંસાર નિર્હેતુકજ થાય.

૧૮૩ આ અનેકાન્તપક્ષ માનીયે તો લોકની અંદર પ્રસિદ્ધ એવા જવા આવવા વિગેરેનો વ્યવહાર પણ, સ્થિર સ્વભાવની હાની તથા ગમનસ્વભાવની ઉત્પત્તિને લીધે તથા ગમનની ઇચ્છા થવાની અનન્તર સંપૂર્ણ આત્માનો નાશ થવાથી કેવળ નિત્યવાદી અને કેવળ અનિત્યવાદીના મતે ઘટેજ નહિ. માટે તે જીવને આત્મારૂપ દ્રવ્યપણે નિત્ય માની જુદાજુદા પર્યાયોની અપેક્ષાએ અનિત્ય એમ જાણવું જોઇયે. તેજ દૃષ્ટાન્તથી સિદ્ધ કરી બતાવે છે.

૧૮૪ જેમ સોનારૂપે રહેલા સોનાના કડાં વિગેરે અનેક પ્રકારના પર્યાય ઉત્પન્ન થાય છે અને નાશ પામે છે.

૧૮૫ એમ કરવું અને ભોગવવાના નિમિત્તથી ચૈતન્યવાળા જીવદ્રવ્યનું નિત્ય અને અનિત્યપણું બન્નેથી સિદ્ધ થાય છે.

૧૮૬ જો એકાન્તે તે શરીરથી અન્ય છે એમ કહિયે તો તે જીવ શરીરાદિની ક્રિયાથી થએલો બંધ ન પડે. હવે કદાચ એમ કહો કે કોઈ જીવ શરીરથી અભ્યંતર છે તો પણ કર્મવ્યૂહગૂઢપણાને લીધે જીવને બંધ છે. તો પણ તે વાદીનાઉં કહેવું યુક્ત નથી કારણ કે આ જીવ પણ દેહથી અન્ય પદાર્થ હોવાને લીધે સિદ્ધાદિની માફક ક્રિયારહિત હોવાથી કર્તા પણ ન હોય.

૧૮૭ બીજાએ કરેલા એટલે પ્રકૃતિ વિગેરે કરેલા કર્મના અનુભવ છે એમ જો માનીયે તો અતિપ્રસંગ આવે; જેમ દેવદત્તના આત્માથી તેની પ્રકૃતિ જુદી છે ને તે દેવદત્ત જુદી એવી પ્રકૃતિના કરેલા અદૃષ્ટના ફળને ભોગવે તેમ યજ્ઞદત્તની પ્રકૃતિ દેવદત્તના આત્માથી ભિન્ન છે તે તેના કરેલા અદૃષ્ટના ફળનો ઉપભોગ પણ ભિન્નપણાના સરખાપણાને લીધે દેવદત્ત કરે. આમ અન્ય અન્યના કરેલા અદૃષ્ટના ફળને અન્ય અન્ય આત્મા પ્રકૃતિના ભિન્નપણાને લીધે ભોગવશે તો ધર્મ અનુષ્ઠાનનું વ્યર્થપણું, આકસ્મિક જગતના અદૃષ્ટ ફળના ભોગવવાને લીધે આવશે. અને અચેતન તે શી રીતે કરી શકે? અને જો ભોગનો અથવા શરીરનો અભાવ હોય તો અમૂર્ત ભોગવે શી રીતે ?

૧૮૮ અને અનુભવસિદ્ધ જે ચેતના છે તે પણ દેહમાં સિદ્ધ થશે નહિ, અને જ્યારે ચેતના ન હોય તો પ્રત્યક્ષ સુખ દુઃખ વિગેરે તો બીલકુલ ઘટશે નહિ.

૧૮૯ પણ માલા ચન્દન વિષ અને શસ્ત્ર વિગેરેના યોગથી શરીરમાં સુખ દુઃખ વિગેરે તો પ્રત્યક્ષ જણાય છે, અને માલા વિગેરેનો સ્પર્શ થાય તોપણ આત્માથી ભિન્ન જે ઘડા વિગેરે જે વસ્તુઓ તેમાં સુખ દુઃખ વિગેરે દેખાતા નથી.

૧૯૦ જીવનો અને શરીરનો અન્યોન્ય સંબંધ છે તેથી આ જીવ શરીરથી ભિન્નાભિન્ન છે, તેથી શરીરનો વધ કરીએ ત્યારે જીવનો પણ વધ થાય છે.

૧૯૧ વધ ત્રણ પ્રકારે થાય છે. ૧ મનુષ્યાદિ જીવપર્યાયનો વિનાશ. ૨ મરનારને દુઃખનું ઉત્પન્ન થવું અને ૩ આત્માનો સંકલેશ. આ રૂપ વધ જીનેશ્વર ભગવાને કહેલો છે તે પ્રયત્નથી વર્જવો જોઇયે.

---

૧૯૨ બીજા વાદીઓ અજ્ઞાનદશાને લીધે અકાળ મરણનો અભાવ માનીને વધની નિવૃત્તિ તે વાંઝણીના છોકરાનું માંસ ખાવાની નિવૃત્તિ સમાન કહે છે. તેઓ કહે છે કે કોઇ, અકાળે મરતોજ નથી; તેથી મારવાના પચ્ચખાણ કરવા તે નકામુ છે; કારણકે તે વાત કોઇ દીવસ બની શકવાનીજ નથી.

૧૯૩ તેઓ કહે છે કે પૂર્વે ઉપાર્જન કરેલું આયુકર્મ જેનું ક્ષય પામ્યુ નથી તે કદી મરતો નથી, અને જે જીવનું ક્ષય પામ્યું છે તે કદી જીવતો નથી, આમ સ્વભાવથીજ છે; તેથી વધ કેમ બને ? વાદી કહે છે કે કદાચ તમે એમ કહેશો કે ઉપક્રમથી થાય તો તે કહેવું પણ વ્યાજબી નથી.

૧૯૪ કારણકે જો અપ્રાપ્તકાળ કર્મને પણ ઉપક્રમ લાગતો હોય તો અકૃતઆગમ[1] અને કૃતનાશ[2] એવા દોષો આવવાથી મોક્ષને વિષે અવિશ્વાસ થવાનો.

---

૧ અકૃતઆગમઃ—મનુષ્યભવનું ૨૨ કરેલા વરસનું આયુષ્ય થોડા વરસમાં ભોગવી લેવાથી મરણના અનન્તર સમયે આગામી ભવના આયુષ્યનો ઉદય થાય તે કર્યા વિના કર્મનું આવવું થયુ. કેમકે અમુક વરસ પછી તે ભોગવવાનું તેણે કર્મ બાંધ્યું હતુ.

૨ કૃતનાશઃ—મનુષ્ય ભવનું બાકીના વરસ સુધી ભોગવવાનું કર્મ તે નાશ પામ્યું

૨૦૦ જેમ ફળ કાળે પણ પાકે છે, અને ઋતુ વગર અકા-ળે પણ પાકે છે. તેમ કર્મ પણ કાળે પાકે અને ઉપક્રમ વિગેરેથી અકાળે પણ પાકે.

૨૦૧ જેમ રસ્તો સરખો લાંબો હોય પણ ગતિના ફેરફા-રથી જુદા જુદા માણસોને ઓછો વધતો વખત લાગે છે, તથા મતિ તથા અભ્યાસના ફેરફારથી શાસ્ત્ર ભણવું કાળ ઓછો વધતો જુદા જુદા માણસોને લાગે છે.

૨૦૨ તેમ કર્મ સરખું હોય તો પણ પરિણામ વિગેરે કિ-યાના ફેરફારને લીધે વિપાકકાળ ઉત્કૃષ્ટ, મધ્યમ, અને જઘન્ય એમ જુદો જુદો હોય છે.

૨૦૩ અથવા જેમ લાંબી દોરી હોય ને તેને સળગાવીએ તો તેને બળતાં લાંબો વખત થાય છે ને એકઠી કરીને સળગા-વી હોય તો થોડા વખતમાં બળી જાય છે; અથવા જેમ પહોળું કરેલું લુગડું જલદી સુકાઇ જાય છે અને એકઠા કરેલા લુ-ગડાને સુકાતાં વાર લાગે છે, તેમ કર્મ સરખું હોય તોપણ તેનો વિપાકકાળ જુદો જુદો હોય છે.

૨૦૪-૨૦૫ વાદી શંકા કરે છે કે ઉપક્રમ થવાથી પણ જેવી રીતે બાંધ્યું હતું તેવી રીતે ભોગવ્યું નહિ તેથી અકૃતા-ગમ વિગેરે દોષો તેમને તેમ રહેશે; ત્યારે શાસ્ત્રકાર કહે છે કે તે ઉપક્રમ યોગ્યજ તે બાંધનારે તે કર્મ બાંધેલું છે. જેમ ઉપક્રમ થયેલો રોગ સાધ્યપણેજ ઉત્પન્ન થાય ને તેનો દવા વિગેરેથી નાશ થાય, તેમ અહિંઆં પણ ઉપક્રમ વિગેરેથી નાશ થાય. જો ઉપક્રમ ન લાગે તો કાળ આવે ત્યારે નાશ પામે, અને જો ઉપક્રમ લાગે તો જલદીથી નાશ પામે. —જેને ઉપક્રમને લીધે લાંબી સ્થિતિવાળુ છતાં પણ ટુંકી સ્થિ... પામે છે, તેથી તે સાધ્ય છે, અને જો ઉપ... ન લાગે તેઅસા

ધ્ય. એવી રીતે રોગની માફક કર્મ સાધ્ય અને અસાધ્ય એ બે પ્રકારનું જાણવું.

૨૦૬ અહિઆં સોપક્રમ તે સાધ્ય છે અને નિરૂપક્રમ તે અસાધ્ય છે એમ જાણવું. એવો જીનેશ્વર ભગવાને કહેલો સાધ્યાસાધ્યનો વિભાગ જાણવો.

૨૦૭ આ રીતે આયુને ઉપક્રમ લાગે છે એ વાત સિદ્ધ થઇ, અને એ વાતની જીનવચનથી શ્રદ્ધા કરવી. કારણકે જે છદ્મસ્થ છે તે કેવળજ્ઞાનથી જણાતા સર્વ ભાવ જાણવાને સમર્થ નથી.

૨૦૮ મરનાર પ્રાણીના આયુકર્મને ઉપક્રમ કરવાવાળો તે જ મારનાર તેથી તે વધલક્ષણ વસ્તુ અસંભવિત ન હોવાથી તે વધની નિવૃત્તિ તે વાંઝણીના છોકરાના માંસ ખાવાની પેઠે નિરર્થક કેમ થાય?

---

૨૦૯-૨૧૦ હિંસાનો સંભવ અને તેને લીધે તેનાથી નિવૃત્તિ કરવાનો ઉપદેશ, પૂર્વ પક્ષનો નિરાકરણ કરવા પૂર્વક, જણાવ્યો. તેમાં પણ વાદી શંકા કરે છે કે મરનારને થનારી વેદના અથવા આયુષ્ય કર્મનો ઉપક્રમ તે મરનારે તે પ્રકારનું કર્મ કરેલું હોવાથી તેને તે પ્રકારે ભોગવવું પડ્યું. મારનાર તો ફક્ત નિમિત્તમાત્રજ છે. કેમકે જે કર્મ, વિપાકના મદદગારી કારણોની સામગ્રી મળવાથી ફળ ભોગવાવવા અનેક પ્રકારનાં સ્વરૂપોને ઉત્પન્ન કરે છે અને તેજ જેનો સ્વભાવ છે એવું કર્મ, જે જીવે જેવી રીતનું કરેલું હોય તેને તેવી રીતે ભોગવવું પડે જ છે. કેમકે એમ ન માનીએ અને બધ કરતાં વિપરીત રીતે ફલ ભોગવવું માનીએ તો અકૃતાગમાદિ દૂષણો આવી પડે. હવે મારનાર તે મરનારનાં કરેલાં કર્મોનાં ફળો ભોગવવાની અંદર ફક્ત મદદગારી બને છે, તો તે મારનાર આયુકર્મનો વ

મ કેમ થાય? કેમકે તે ફળ પણ તે મરનારનેજ છે કે તેને તેવું છે પક્રમવાળું આયુષ્ય અને અશાતાવેદનીય કર્મ બાંધેલું હતું.

૨૧૧ વાદી કહે છે કે જો કદાચ એમ કહો કે મરનારે તેવું કર્મ કર્યું નથી તોપણ તે મારનાર પોતાની મેળે એને મારે છે; તો જેનો સ્વતંત્રપણે મારવાનો સ્વભાવ છે એવો તે મારનાર બીજા કોઇને કેમ નથી મારતો અને તે અમુક માણસ જે મરનાર તેનેજ મારે છે?

૨૧૨ ગર્વે મારનારાઓ સર્વે મારવા યોગ્યોને મારતા નથી ત્યારે કર્મની અપેક્ષા સિવાય સ્વતંત્રભાવે હિંસક મારે છે એમ કેમ મનાય? કદાચ કહો કે મારનાર નિયત હન્તૃસ્વભાવવાળો હોવાથી બધાને મારતો નથી; તો તે પણ યુક્ત નથી. કેમકે જ્યારે નિયત સ્વભાવથી મરણ છે તો મરનાર પ્રાણીનું કર્મ નિષ્ફળ ગયું.

૨૧૩ આનો ગુરૂમાહારાજ ઉત્તર આપે છે કે મરનાર પોતાના કરેલા કર્મ ભોગવે છે, તોપણ મારનારને તો નક્કિ સંક્લેશ થવાનો. અને તે સંક્લેશથી બંધ પણ થવાનો અને તે બંધને વધની વિરતિ કરવાથી વર્જવો જોઇએ.

૨૧૪ વાદી પુછે છે કે તે મારનારની વ્યક્તિથીજ અવશ્યે મરવાનું છે, એવું જેણે કર્મ બાંધ્યું છે તો વધવિરતિથી શું ફળ થાય છે? અહિંઆં ઉત્તર આપે છે કે વધ કર્યા પહેલાં પણ કર્મનો ક્ષય થવાથી તેને વંધમાં નિમિત્ત થવાનું કારણ બનશે નહિં.

૨૧૫ વધવિરતિથીજ શુદ્ધ જીવવીર્યથી કોઇ જીવને એવા પરિણામ થાય છે કે જેને એ જીવના હાથે મરવાનું હોય છે તેને માર્યા વગર પણ એ જીવ મોક્ષે જાય છે.

૨૧૬ વાદી કહે છે કે આ ઉક્ત ન્યાયથી તે મરનારનું તે કર્મ (એટલે અમુક મનુષ્યના હાથે મરવાનું તે) તેના કરેલા ફળ રૂપે પ્રાપ્ત થતું નથી. આનો ઉત્તર આપે છે કે અધ્યવસાય તથા

તેવા બીજા પણ આયખાના અપવર્તન વિગેરે કારણોને લઇને તેમ થતું નથી.

૨૧૭ પોતે કરેલું જુદા જુદા પ્રકારનું કર્મ પણ જેવું જે રીતે ભોગવવાનું બાંધ્યું હોય તે પ્રકારે ભોગવ્યા વગર જીવ અપૂર્વકરણના યોગથી મોક્ષને પામે છે, તો મારવાના કારણભૂત કર્મની કલ્પના કરવા વડે કરીને શું?

૨૧૮ ફેર ગુરૂ કહે છે કે કદાચ એમ કહો કે મારનારને અમુક જીવને મારવાનું કર્મ હોય ત્યાંસુધી મરનારને ચારિત્ર હોય નહિં કે જેથી કરીને ક્ષય સંભવે તો પારકાના એટલે મારનારના કરેલા કર્મના રોકાણથી ચારિત્રનો અભાવ હોવાને લીધે સુખ દુઃખ સંસાર અને મોક્ષનો અભાવ અને પોતાના કરેલા કર્મનું નિરર્થકપણું થાય છે.

૨૧૯ આ પ્રમાણે જે જીવે જે નથી કર્યું તે તેને રોકનાર હોવાથી અકૃતઆગમ, અને તેના શુભ પરિણામ હોય તોપણ બીજાનું કર્મ તેને રોકે તેથી શુભ પરિણામનું ફળ ન થાય તેથી કૃતનાશ, અને રોકાણ કરનારનું વિશેષપણું નહિ હોવાથી સ્વ અને પરનું એકપણું એવા દોષો આવે છે. અને આ દૂષણો આવવાથી બીજા જીવો ચારિત્ર પામે તેથી કર્મનો ક્ષય ચારિત્ર પાળનાર કરતાં બીજા જીવને થાય.

૨૨૦ આ પ્રકારે વધ કરવાથી કર્મબન્ધ થવાનો નિયમિત ભાવ થયો, તેથી કર્મબન્ધથી ડરતા પુરૂષોએ સર્વ પ્રયત્નથી વધવિરતિ કરવી અને વધવિરતિના અભાવે પ્રમાદને લીધે જીનેશ્વર ભગવાને કર્મબન્ધ કહેલો છે.

૨૨૧ કેટલાક વાદીઓ બાલ વિગેરેના વધ કરવાથી ઘણા પાપ થાય તેથી વધારે પાપ માને છે, અને વૃદ્ધ વિગે-

રેનો વધ કરવામાં ઓછા કર્મોનો ઉપક્રમ થાય એમ સમજી ઓછું પાપ માને છે.

૨૨૨ આ પણ વાદસ્થાન યુક્તિયાળું નથી કારણકે પાપ પરિણામે કહેલું છે, અને તે પાપ નિયત નથી. કારણકે આગમમાં હિંસા દ્રવ્ય ભાવ વિગેરે પ્રકારે જુદી જુદી વર્ણવેલી છે; તે જ હિંસાનું જુદાપણું બતાવતા વધ થયા છતાં પણ બન્ધ નહિ એ રૂપ દ્રવ્યહિંસા અને ભાવહિંસાનું ઉદાહરણ આપે છે.

૨૨૩ જવાને માટે ઇર્યાસમિતિથી ઉપયુક્ત સાધુ જ્યારે પગ ઉંચા કરે ત્યારે તેને લીધે કોઇ એકેન્દ્રિયાદિ જીવ ઘણી વેદના પામે અને મરી જાય.

૨૨૪ તો તે સાધુને આગમમાં તે નિમિત્તે સૂક્ષ્મ પણ બન્ધ કહ્યો નથી; કારણકે તે સાધુ અપ્રમાદી હતા. અને પ્રમાદ એ હિંસા એમ સિદ્ધાન્તમાં કહેલું છે. આમાં દ્રવ્યહિંસા થઇ પણ ભાવહિંસા નહિ. હવે દ્રવ્યથી હિંસા નહિ એટલે કોઇનો વધ નહિ પણ ભાવથી હિંસા થાય એવો દાખલો આપે છે.

૨૨૫ મન્દ પ્રકાશવાળી જગ્યામાં કાળા સાપના જેવું દોરડું જોઇને તે દોરડા ઉપર નિર્દય ખડ્ગથી ઘા કરે તો તેને સાપના વધનો પરિણામ છે.

૨૨૬ આ દૃષ્ટાન્તમાં જોકે સાપનો વધ થયો નથી. તોપણ મારવાના પરિણામને લીધે તે ઘા કરનારને સાંપરાયિક બન્ધ ખરેખર થાય છે એમ નક્કી જાણવું.

૨૨૭ મૃગને મારવાની ઇચ્છાએ મનુષ્ય કાનસુધી ખેંચીને બાણ છોડે, અને તે મૃગને મારે, તો તે મારનાર દ્રવ્યથી અને ભાવથી બન્ને રીતે ખરો હિંસક છે.

૨૨૮ દ્રવ્યથી અને ભાવથી એમ બન્ને પ્રકારે વધનો અભાવ હોય ત્યારે હિંસા ભંગાનુપૂર્વી ધ્વનિમાત્રજ સમજવી.

તોપણ શિષ્યની બુદ્ધિના વિકાશને માટે બતાવી છે, પણ તે દોષ રહિતજ છે.

૨૨૯ આમ પરિણામે બન્ધ હોવાથી હિંસામાં બાળ કે વૃદ્ધપણું સ્તોકમાત્રજ છે; એટલે હિંસામાં બાળ હોય કે વૃદ્ધ હોય તે એકજ છે; કારણકે મારનારને બાળને મારતાં તીવ્ર પરિણામ ન પણ હોય અને વૃદ્ધને મારતાં તીવ્ર પરિણામ હોય પણ ખરા.

૨૩૦ વાદી કદાચિત્ એમ કહે કે એ પ્રમાણે તો એટલે જો માર્યા છતાં પરિણામ ન હોય તો કર્મનો બંધ થાય નહિ. ત્યારે શાસ્ત્રકાર કહે છે કે મારે અને પરિણામ ન હોય, એમ કેમ બને. અને પરિણામ હોય તો બન્ધ કેમ ન થાય.

૨૩૧ કદાચિત્ જ્ઞાનથી કે કુશાસ્ત્રની ભાવનાથી વધમાં જો પરિણામ ન હોય તો બન્ને ઠેકાણે એજ અજ્ઞાન અને કુશાસ્ત્રની ભાવનારૂપ પરિણામ વધ કરતાં પણ વધારે અશુભ કર્મબન્ધનું કારણ છે; તો તે સાંપરાયિકબન્ધનું કારણ કેમ ન હોય?

૨૩૨ આ વધપરિણામનો જ્ઞાનાદિથીજ નાશ થાય છે. તેથી વધપરિણામના અભાવને ઇચ્છનારે હમેશાં જ્ઞાન વિગેરેમાં પ્રયત્ન કરવો જોઇયે.

૨૩૩ તેમ વાદીએ ઘણા થોડા આવખાના ઉપામરૂપ જે કારણ આપ્યું છે તે વિશે કહે છે કે બાળને મારવાથી ઘણા કર્મનુ ઉપામપણું પણ એકાન્તે નથી. કારણકે કેટલાક બાળકો થોડા આવખાવાળા પણ હોય છે, અને તેથી ઉલટું ઘરડાઓ લાંબા આવખાવાળા પણ હોય છે.

૨૩૪ શુભ પરિણામવાળા આચાર્યોએ તેજ કારણ માટે બાળ, વૃદ્ધ, તમામના વધની અંદર પાપ કહેલું છે. અને ઘણું કરીને પરિણામની ધારાને આધારે તે પાપનું વિચિત્રપણું થાય

છે. ( ઘણુ કરીને એહવો શબ્દ કહેવાનુ કારણ એ કે સરખા પરિણામે પણ ગુણી માણસના વધમાં નિર્ગુણીના વધ કરતાં ઘણુંજ પાપ છે. )

---

૨૩૫ કેટલાક વાદી કહે છે કે જે જીવોના વધનો સંભવ છે તેને મારવાની નિવૃત્તિ કરવી એનો ઠીક છે. કારણકે જ્યાં વધ કરી શકાય ત્યાં વધ ન કરવાથી (એટલે આપતિત અકરણ હોય ત્યારે) વધ કરવાની શક્તિનો નિષેધ થવાથી ફળ એમ કહેવુ ઉચિત છે.

૨૩૬ અને અવિષયમાં પ્રવૃત્તિ થતી નથી. અર્થાત્ નારકી દેવાદીક જે હિંસાના વિષયભૂત નથી. તેઓને મારવાની નિવૃત્તિથી જે ધર્મનું માનવું, તે ગાય અને કુક્કરને છેદવાવાળાને પાકને લીધે હાથ ચાલતા ન હોવાથી માછલાને મારવાને શક્તિ ન હોવાથી માછલાનો નાશ ન કરવામાં ધર્મ થાય એમ કહેવા જેવું છે. ને ત્યાં ફળનુ માનવુ તે વિદ્વાનોને કોઇપણ રીતે પ્રશંસવા જેવું નથી.

૨૩૭ શાસ્ત્રકાર, તે વાદીને ઉત્તર દેવા પહેલાં, વાદીએ ૨૩૫ મી ગાથામાં કહેલા " વધનો સંભવ " એ શબ્દનો વિચાર કરે છે કે સંભવ વસ્તુ શી ? શું તેજ વખત તેનો વધ કરવો તેનું નામ સંભવ કે કાળાન્તરે મારવું તેનું નામ સંભવ. અથવા જે મારવોજ નહિ તેનું નામ સંભવ. અથવા જે જીવના વધની નિવૃત્તિ કરીએ છીએ તે જીવને મારવાની શક્તિ તેનું નામ સંભવ અર્થાત્ આ વિકલ્પોમાંથી કિયા વિકલ્પનું નામ સંભવ સમજવું.

૨૩૮ જો વાદી તે વખતે વધ થાય એનું નામજ સંભવ કહેતો હોય તો, તે પ્રાણીની હિંસા થઈ જવાથી અવિષય એવી તે પ્રાણીના વધની નિવૃત્તિથી સર્યું. અર્થાત્ વધની નિવૃત્તિ પચ્ચવાનીજ નહિ. કદાચ વાદી કાળાંતરે મારવાનું નામ સંભવ ક-

તોપણ શિષ્યની બુદ્ધિના વિકાશને માટે બતાવી છે, પણ તે દોષ રહિતજ છે.

૨૨૯ આમ પરિણામે બન્ધ હોવાથી હિંસામાં બાળ કે વૃદ્ધપણું સ્તોકમાત્રજ છે; એટલે હિંસામાં બાળ હોય કે વૃદ્ધ હોય તે એકજ છે; કારણકે મારનારને બાળને મારતાં તીવ્ર પરિણામ ન પણ હોય અને વૃદ્ધને મારતાં તીવ્ર પરિણામ હોય પણ ખરા.

૨૩૦ વાદી કદાચિત્ એમ કહે કે એ પ્રમાણે તો એટલે જો માર્યા છતાં પરિણામ ન હોય તો કર્મનો બંધ થાય નહિ. ત્યારે શાસ્ત્રકાર કહે છે કે મારે અને પરિણામ ન હોય, એમ કેમ બને. અને પરિણામ હોય તો બન્ધ કેમ ન થાય.

૨૩૧ કદાચિત્ જ્ઞાનથી કે કુશાસ્ત્રની ભાવનાથી વધમાં જો પરિણામ ન હોય તો બન્ને ઠેકાણે એજ અજ્ઞાન અને કુશાસ્ત્રની ભાવનારૂપ પરિણામ વધ કરતાં પણ વધારે અશુભ કર્મ બન્ધનું કારણ છે; તો તે સાંપરાયિકબન્ધનું કારણ કેમ ન હોય?

૨૩૨ આ વધપરિણામનો જ્ઞાનાદિથીજ નાશ થાય છે. તેથી વધપરિણામના અભાવને ઇચ્છનારે હમેશાં જ્ઞાન વિગેરેમાં પ્રયત્ન કરવો જોઇયે.

૨૩૩ તેમ વાદીએ ઘણા થોડા આવખાના ઉપક્રમરૂપ જે કારણ આપ્યું છે તે વિષે કહે છે કે બાળને મારવાથી ઘણા કર્મનું ઉપક્રમપણું પણ એકાન્તે નથી. કારણકે કેટલાક બાળકો થોડા આવખાવાળા પણ હોય છે, અને તેથી ઉલટું ઘરડાઓ લાંબા આવખાવાળા પણ હોય છે.

૨૩૪ શુભ પરિણામવાળા આચાર્યોએ તેજ કારણ માટે બાળ, વૃદ્ધ, તમામના વધની અંદર પાપ કહેલું છે. અને ઘણું કરીને પરિણામની ધારાને આધારે તે પાપનું તિવ્ર મન્દપણું થાય

છે. ( ઘણુ કરીને એહવો શબ્દ કહેવાનું કારણ એ કે સરખા પરિણામે પણ ગુણી માણસના વધમાં નિર્ગુણીના વધ કરતાં ઘણુજ પાપ છે. )

---

૨૩૫ કેટલાક વાદી કહે છે કે જે જીવોના વધનો સંભવ છે તેને મારવાની નિવૃત્તિ કરવી એતો ઠીક છે. કારણકે જ્યાં વધ કરી શકાય ત્યાં વધ ન કરવાથી (એટલે આપત્તિ અકરણ હોય ત્યારે) વધ કરવાની શક્તિનો નિષેધ થવાથી ફળ એમ કહેવુ ઉચિત છે.

૨૩૬ અને અવિષયમાં પ્રવૃત્તિ થતી નથી. અર્થાત્ નારકી દેવાદીક જે હિંસાના વિષયભૂત નથી. તેઓને મારવાની નિવૃત્તિથી જે ધર્મનુ માનવું, તે ગાય અને ડુક્કરને છેદવાવાળાને યાને લીધે હાથ ચાલતા ન હોવાથી માછલાને મારવાને શક્તિ ન હોવાથી માછલાનો નાશ ન કરવામાં ધર્મ થાય એમ કહેવા જેવું છે. ને ત્યાં ફળનુ માનવુ તે વિદ્વાનોને કોઇપણ રીતે પ્રશંસવા જેવું નથી.

૨૩૭ શાસ્ત્રકાર, તે વાદીને ઉત્તર દેવા પહેલાં, વાદીએ ૨૩૫ મી ગાથામાં કહેલા " વધનો સંભવ " એ શબ્દનો વિચાર કરે છે કે સંભવ વસ્તુ શી ? શું તેજ વખત તેનો વધ કરવો તેનું નામ સંભવ કે કાળાન્તરે મારવું તેનું નામ સંભવ. અથવા જે મારવોજ નહિ તેનું નામ સંભવ. અથવા જે જીવના વધની નિવૃત્તિ કરીએ છીએ તે જીવને મારવાની શક્તિ તેનું નામ સંભવ અર્થાત્ આ વિકલ્પોમાંથી ક્યા વિકલ્પનું નામ સંભવ સમજવું.

૨૩૮ જો વાદી તે વખતે વધ થાય એનું નામજ સંભવ કહેતા હોય તો, તે પ્રાણીની હિંસા થઈ જવાથી અવિષય એવી તે પ્રાણીના વધની નિવૃત્તિથી સર્યું. અર્થાત્ વધની નિવૃત્તિ થવાનીજ નહિ. કદાચ વાદી કાળાંતરે મારવાનું નામ સંભવ ક-

हेतो होय तो जे प्राणीने काळांतरे पण जरूर मारवानो छे ते प्राणीना वधनी निवृत्तिथी सर्युं. केमके ते वधनी प्रवृत्तिए करीने आगामीक काळने विशे जरूर नियमनो भंग थवानो. माटे ते वधनी निवृत्ति करवी नकामीज छे.

२३९ कदाच संभव शब्दनो अर्थ अवध एम कहो तो तेमां पण प्रमाण नथी. अर्थात् पहेलेथी मालुम पडवानुं नहि के आ जीवनो वध आ जीवथी नहिज थाय, तो निवृत्तिनो विषय अने अविषय बेमांथी एके पण शीरखी रीते मालुम पडवाना नहि. हवे कदाच संभव शब्दनो अर्थ शकित करवामां आवे तो शकित कार्यथीज मालम पडे छे. अर्थात् वध वगर जणातीज नथी. अने ज्यारे वध कराय त्यारे वधनिवृत्तिथी शुं?

२४० हवे कदाच उपला विकल्पो सिवाय बीजी रीते केहेवामां आवे के जे जातिनो वध कराय ते जातिमां वधनो संभव अने तेना विशे वधनी निवृत्ति करवी ते सफळ छे, तो एम कहेवुं पण युक्त नथी. केमके जातिमां तमामनो वध थइ शके एवो नियम नथी. तेज व्यभिचार जणावे छे.

२४१ जेम एक मनुष्यने मार्या छतां पण ते मारनार बीजा मनुष्यथी मराय छे, अने सिंहादिकने जन्मथी मांडीने नहि मारेलो छतां पण कोईक वखते ते सिंह मराय छे.

२४२ हवे वादी कहे छे के तमारा उपर कहेला दुषणो अमने नहि आवे, केमके एकने मार्यो पछी तेनी जातिना बधाने मारवाज अथवा एकने न मार्यो तो तेनी जातिना बधाने नहि मारवा, एवो नियम नथी एटले नियम एने अहींआं संभव कहेता नथी, पण फकत शकित होवी जोइए. जो शकित होय तो तेनी निवृत्ति करवी. शास्त्रकार कहे छे के एम पण नहि. कारणके ते शकित पण कार्यथीज जणाय छे; माटे दुषण आव-

વાનુજ. કેમકે તેને માર્યા વગર તે શક્તિનું જ્ઞાન થવાનુજ નહિ. અને જો મારે તો પછી નિવૃત્તિથી શું ? આ પૂર્વે કહેલુંજ છે. હવે કાર્ય વગર પણ શક્તિનો સદ્ભાવ માનીએ તો નારકીઆદીકની અંદર પણ તે નિવૃત્તિ કેમ નહિ. અર્થાત ત્યારે તો અવિશેષથીજ વધમાત્રની નિવૃત્તિ કરવીજ જોઇએ.

૨૪૩–૨૪૪ ત્યારે વાદી કહે છે કે આગમ પ્રમાણથી નારકી અને દેવતા વિગેરેનું નિરૂપક્રમ આવખું હોવાને લીધે તે કોઇથી પણ મારી શકાય નહિ, તો પછી તેના વધની નિવૃત્તિ કરવી કેમ નિષ્ફળ નહિ ? ત્યારે સિદ્ધાન્તી કહે છે કે તેજ આગમ પ્રમાણથી નારકી અને દેવતાના વધની નિવૃત્તિ સિદ્ધ થઈ. કેમકે આગમમાંજ કહેલું છે કે સર્વે જીવોને મારવા નહિ. અર્થાત જીવમાત્ર વિષયિક વધનો નિષધ કર્યો; અગર કદાચિત વાદી અર્ધ જરતીન્યાયને અનુસરીને કહે કે જેની અંદર પ્રવૃત્તિનો વિષય નથી તેની નિવૃત્તિ જણાવનાર આગમનું પ્રામાણ્ય પણ કબુલ કરવું યોગ્ય નથી. તો તેને હવે પુંઠથી પણ કહે છે કે તે નિવૃત્તિ દૂષણ રહિતજ છે. કારણકે તેઓના સંબંધી અશુભ વિચારોનુ વર્જન થવાથી શુભાશયની પુષ્ટિ થાય છે. અને માનસીક હિંસા તો તમામ જીવોના વિષયિક હોવાથી નિવૃત્તિ કરવી ઉત્તમ છે.

૨૪૫ વાદીએ જે પ્રાપ્ત થએલાનું નહિ કરવું કહેલું હતું; તેને માટે કહે છે કે તે પણ અપ્રમાદથી જુદું નથી. જો કદાચ અપ્રમાદથી ભિન્ન માનો તો તે નિવૃત્તિ નિષ્ફળજ થવાની; કેમકે ફળ અપ્રમાદી પણામાંજ છે.

૨૪૬ કદાચ વાદી કહે કે બીજા જીવને પીડા કરવાથી કાંઇક વધશક્તિની સ્ફુરાયમાનતા માલમ પડે અને પછી તેના વધની નિવૃત્તિ કરવી તેનું નામ આપન્નિન અકરણ કહેવાય

છે. તો શાસ્ત્રકાર કહે છે કે એનો ઉત્તર પણ દેવાઇ ગયો છે કે શક્તિ કાર્યથીજ જણાય છે અને શક્તિનું સ્ફુરાયમાન પણું પં. ડિતોને લોકને વિષે બહુ માન્ય નથી. કેમકે પીડા કરવાની અંદર મરણ ન થાય તોપણ બંધ છેજ.

૨૪૭ ઉપલા વાદથી નિશ્ચિત થયું કે જે નિવૃત્તિ ન કરવી તેજ વધ છે. કેમકે નિશ્ચયથી અનિવૃત્તિ પ્રમાદજ છે અથવા તે અનિવૃત્તિ વધનું કારણ છે. પરમાર્થથી વધનો વિષય પણ તે અનિવૃત્તિજ સ્પષ્ટ છે. કેમકે નિવૃત્તિ ન હોય તો પ્રવૃતિના પરિણામ જરૂર રહેવાના.

૨૪૮ હિંસા, મૃષાવાદ આદિ પાપોથી પાછા નહિ હઠેલાઓની સતત પ્રવૃત્તિ રહે છે. કારણ એજ કે નિવૃતિ થએલી નથી; તેની અંદર કુળાદિકનું વેર તેજ નિશ્ચય કરીને દૃષ્ટાંત છે.

૨૪૯–૨૫૦ જે પુરૂષોને પાછા નહિ હઠાવવાને લીધે અન્યોઅન્ય કુળવેર છે તેમને અન્યોઅન્ય વધક્રિયાનો અભાવ છતાં પણ તે વેર પોતાની મેળે શાન્તિ પામતુ નથી, અને તેથી જ તે વેરની શાન્તિ ન થવાને લીધે અન્યોઅન્ય બધન તાડન વિગેરે જેમ થાય છે તેમ અહિંઆં પણ અવિરતિની શાન્તિ નહિ થવાથી વધ બધાદિકનો સંભવ હોવાથી કર્મનો બંધ પણ થાય છે. હવે વાદી કહે છે કે જેમ તે અન્યોઅન્ય કુળવેરવાળાઓને સર્વેને મારવાનો વિચાર નથી. અર્થાત્ વેરવાળા કુળના માણસોને મારવાનો વિચાર છે, તો વધ બંધાદિક તેમને તેમના સંબંધીજ છે. એવી રીતે પચ્ચખાણ કરવાળાનો પણ સર્વે વિષય અનિવૃત્તિનો બધ આવવાનો અસંભવજ છે.

૨૫૧ ત્યારે શાસ્ત્રકાર ઉત્તર દે છે કે સર્વ જીવ વિષયિક ને અવિરતિવાળા જીવને વધનો વિચાર છેજ. કારણકે તે સામા-

ન્યપણે વધની પ્રવૃત્તિ કરે છે. જેમ તે કુળ વેરવાળો અન્યોન્ય સામાને મારવાની પ્રવૃત્તિ કરે છે તેવી રીતે, પ્રવૃત્તિ નહિ કરતાં છતાં પણ નિવૃત્તિ નહિ કરવાથી તે અવિરતિઓને વેરવાળાંની માફક દૂષણ છેજ.

૨૫૨ વાદી શંકા કરે છે કે સર્વ જીવ વિષયિક વેર નહિ હોવાથી સર્વ જીવ વિષયિક મારવાનો વિચાર કોઇનો પણ હોય નહિ. ત્યારે શાસ્ત્રકાર કહે છે કે સર્વ પ્રાણીઓની વિરાધના કરવાથી તથા તેવા તેવા ભાગ્ય ચંદનાદિકના ઉપભોગ કરવાથી વેરાદિક સિદ્ધજ છે. વળી કહે છે કે સંસાર કાંઇ નવો ઉત્પન્ન થએલો નથી, તેમ નાશ પણ પામવાનો નથી અને વિચિત્ર છે માટે તેની અંદર કયા કાળે કયા જીવે કયા જીવને મારવાનો વિચાર નહિ કર્યો હોય અથવા કયા જીવનો ઉપભોગ કે વિરાધના નહિ કરી હોય એ કહી શકાય નહિ.

૨૫૩ કર્મબંધને નહિ ઇચ્છતો પુરૂષ સાવદ્યયોગની નિવૃત્તિ જરૂર કરે. જે નારકીનો વધ નથી થતો તેની પણ અનિવૃત્તિથી ભાવની અશુભતા થવાને લીધે તે બંધ દઇ થાય. કારણકે કર્મબંધમાં ભાવની મુખ્યતા છે.

૨૫૪ આ કારણથી નિવૃત્તિ કરવી યુક્ત છે. મન વચન અને કાયાના કારણથી પ્રવૃત્તિ થાય છે, ને માટે પ્રવૃત્તિનો વિષય જીવમાત્ર હોય છે. અને તેથીજ મન વચન કાયાથી વધમાત્રની નિવૃત્તિ કરવી જોઇએ. તેજ જણાવે છે.

૨૫૫-૨૫૬ જીવ મનથી શું અશુભ ચિંતવતો નથી? વચનથી શું અશુભ બોલતો નથી? મનવડે ચિંતવવાથી તથા વચનવડે બોલવાથી પાપ નથી એમ પણ નથી; માટે સર્વથા સર્વ જીવોના વધની નિવૃત્તિ કરવી જોઇએ.

એવી રીતે મિથ્યાદર્શનોના [illegible]

વાદીઓ યદ્વા તદ્વા જે કાંઈપણ અન્ય બોલે તે પણ અસારજ જાણવું.

૨૫૭ વ્રતને અંગીકાર કરીને તેના અતિચારો શાસ્ત્રમાં કહ્યા પ્રમાણે જાણીને તે વ્રત સંપૂર્ણ પાળવાને માટે તે અતિચારો સર્વ ઉદ્યમથી છોડવા જોઈએ. *

૨૫૮ પ્રાણાતિપાત વિરતિ નામના વ્રતને વિષે અતિચાર પાળવાવાળાઓએ ગાય મનુષ્યાદિ પ્રાણીઓનો અગ્નિ આદિના ઉત્પાતમાં પણ છુટી ન શકે તેવો બંધ (૧) મર્મ સ્થળે વધ (૨) ચામડીનો છેદ (૩) અતિ ભાર ભરવો (૪) અને ભાતપાણીનો રોધ કરવો (૫) આ પાંચ અતિચારો ક્રોધાદિ કષાયે કરીને દુષ્ટ મનવાળા છતાં સેવવા નહિ. (છોકરાઓને ભણાવવાને અર્થે મારવો અથવા દાસ દાસી ઉપર પ્રસંગ આવે ગુસ્સે થવું તે અતિચાર નથી.)

૨૫૯ ફેર પણ પાણી ગાળેલું શુદ્ધ વાપરે, તથા લાકડાં ધાન્યાદિક જે ગ્રહણ કરેલાં હોય તેનો પરિભોગ પણ ત્રસ જીવોની રક્ષાને માટે વિધિથીજ કરે.

## બીજું વ્રત.

૨૬૦ સ્થૂલ મૃષાવાદની વિરતિ તે બીજું અણુવ્રત છે. તે સ્થૂલ મૃષાવાદના કન્યાઅનૃત, ગોઅનૃત, ભૂમિઅનૃત, ન્યાસઅપહરણ, અને કૂટસાક્ષિત્વ એવા પાંચ પ્રકારો છે.

૨૬૧ ૧૦૮ માં શ્લોકમાં બતાવેલી વિધિએ આ સ્થૂલ મૃષાવાદ પણ વર્જવો. અહિંઆં વાદી પૂછે કે કુમારને અકુમાર કહેવો વિગેરે મૃષાવાદ અતિક્લિષ્ટ વિવક્ષાથી ઉત્પન્ન થાય છે, તો તેને ગ્રહણ કેમ નથી કરતા અને ફક્ત પાંચજ ગ્રહણ કરો છો. ગુરૂ કહે છે કે આ જે ગ્રહણ કર્યાં છે તેમાંજ ઉપલક્ષણથી

* ૨૫૭-૨૬૨-૨૬૬-૨૭૨-૨૭૭ આ પાંચ આર્યાઓ ક્ષેપક છે.

એ બધા પાપ આવી જાય છે એમ સમજવું.

૨૬૨ વ્રતને અંગીકાર કરીને તેના અતિચારો શાસ્ત્રમાં કહ્યા પ્રમાણે જાણીને તે વ્રત સંપૂર્ણ પાળવાને માટે તે અતિચારો સર્વ ઉદ્યમથી છોડવા જોઇએ.

૨૬૩ સહસાઅભ્યાખ્યાન, રહસ્યાભ્યાખ્યાન, સ્વદારામન્ત્રભેદ, મૃષોપદેશ, અને કુડા લેખ કરવા એ પાંચ સ્થૂલ મૃષાવાદના અતિચારો વર્જવા.

૨૬૪ બુદ્ધિથી સારી પેઠે વિચાર કરીને, આલોક અને પરલોક એ બન્ને ઠેકાણે અવિરુદ્ધ, અને પોતાને પારકાને અને બન્નેને સવધા પીડાજનક ન થાય તેવું બોલવું.

## ત્રીજુ વ્રત.

૨૬૫ સ્થૂલ અદત્તાદાનની વિરતિ તે ત્રીજુ અણુવ્રત છે. તે સ્થુલ અદત્તાદાન વીતરાગ ભગવાને સચિત્ત અદત્તાદાન અને અચિત્ત અદત્તાદાન એમ બે પ્રકારે ટુંકાણમાં કહેલું છે.

૨૬૬ વિસ્તારથી મીઠું, ઘોડા, રૂપું, સોનુ વિગેરે અનેક પ્રકારનું અદત્તાદાન છે. ૧૦૮ મા શ્લોકમાં જે વિધિ કહી છે, તે વિધિથી રૂડી રીતે અદત્તાદાન વર્જવું.

૨૬૭ વ્રતને અંગીકાર કરીને તેના અતિચારો શાસ્ત્રમાં કહ્યા પ્રમાણે જાણીને તે વ્રત સંપૂર્ણ પાળવાને માટે તે અતિચારો સર્વ ઉદ્યમથી છોડવા જોઇએ.

૨૬૮ સ્તેનાહૃત, તસ્કર પ્રયોગ, વિરૂદ્ધ રાજ્યાતિક્રમ, કુડ માપ, અને તત્પ્રતિરૂપ વ્યવહાર એ પાંચ ત્રીજા અણુવ્રતના અતિચારો વર્જવા.

૨૬૯ પૈસાના ઉચિત વ્યાજનેજ ગ્રહણ કરે, અને સોપારી ચોખા વિગેરે દ્રવ્યોના વેચાણથી થયેલા લાભને ઉત્કૃષ્ટ રહિતપણે અર્થાત્ અહંકાર તેમજ દુષ્ટ વિચારોના રહિતપણેજ ગ-

હરણ કરે; અને બીજાનું પડેલું ગણુનો છતાં પણ લે નહિ.

## ચોથું વ્રત.

૨૭૦ પરસ્ત્રીનો ત્યાગ અને સ્વદારાનો સંતોષ એ બન્ને ચોથું અણુવ્રત જાણવા. ઔદારિક અને વૈક્રિય એ બે શરીરવાળાઓની સાથે પરદારનું ગમન થાય છે.

૨૭૧ ૧૦૮ મી ગાથામાં જેમ કહ્યું તેમ આ પણ વર્જવા. સંસારરૂપ વૃક્ષના બીજભૂત જે રાગ દ્વેષ વિગેરે તેનાં કારણભૂત પાપ આ પરદારાગમન જીનેશ્વર ભગવાને કહેલું છે.

૨૭૨ વ્રતને અંગીકાર કરીને તેના અતિચારો શાસ્ત્રમાં કહ્યા પ્રમાણે જાણીને તે વ્રત સંપૂર્ણ પાળવાને માટે તે અતિચારો સર્વ ઉદ્યમથી છોડવા જોઈએ.

૨૭૩ થોડા કાળને માટે પરિગૃહિતા સંબંધી ગમન, અપરિગૃહિતાગમન, અનંગક્રીડા, પરવિવાહ કરણ, અને કામને વિષે તિવ્રાભિલાષ આ પાંચ ચોથા અણુવ્રતના અતિચારો જાણવા.

૨૭૪ મોહજનક વિકાર સહિત પારકી પ્રમદા તરફ જોવું એ વગેરે વર્જવું. કારણકે પરસ્ત્રી સંબંધી દર્શન બોલવું વિગેરે મદનના બાણો, ચારિત્ર પ્રાણનો નાશ કરનાર છે.

## પાંચમું વ્રત.

૨૭૫ અનન્તજ્ઞાનના ધણી તીર્થંકર ભગવાને સચિત્ત અને અચિત્ત પદાર્થોમાં ઇચ્છાનું પરિમાણ કરવું તે પાંચમું અણુવ્રત ટુંકાણમાં કહેલું છે.

૨૭૬ વિસ્તારથી ક્ષેત્ર, વાસ્તુ, હિરણ્ય વિગેરેમાં અને દ્વિપદ વિગેરેમાં પરિમાણ કરવું તે પાંચમું અણુવ્રત છે. આગમમાં કહેલી રીતે, ૧૦૮ મી ગાથામાં બતાવ્યા મુજબ, પાંચમા અણુવ્રતનો વિષય વર્જવો.

૨૭૭ વ્રતને અંગીકાર કરીને તેના અતિચારો શાસ્ત્રમાં કહ્યા પ્રમાણે જાણીને તે વ્રત સંપૂર્ણ પાળવાને માટે તે અતિચારો સર્વ ઉદ્યમથી છોડવા જોઈએ.

૨૭૮ ક્ષેત્ર વિગેરેનો, હિરણ્ય વિગેરેનો, ધન વિગેરેનો, દ્વિપદ વિગેરેનો, તથા કાંસા વિગેરેનો રૂડી રીતે વિશુદ્ધ ચિત્તવાળા થઈને પરિમાણ ઓળંગવો નહિ.

૨૭૯ આ વસ્તુ લેવાથી શું એમ સંતોષ ભાવવો; અને જો કોઇ ચીજ અજાણતાં લીધી તો સ્તોક ઇચ્છાપરિમાણ કરવો; અને ફરીને આ હું ગ્રહણ નહિં કરૂં એમ ચિન્તવવું.

## છઠ્ઠું વ્રત.

૨૮૦ ઉર્ધ્વ દિશાનું પરિમાણ કરવું, અધો દિશાનું પરિમાણ કરવું, અને તિર્યગ્ દિશાનું પરિમાણ કરવું, એ વીર ભગવાને શ્રાવકધર્મ સંબંધી પહેલું ગુણવ્રત કહેલું છે.

૨૮૧ તપાવેલા લોઢાના પિણ્ડ સરખો આ પ્રમાદવાળો આત્મા, જેની પ્રમાદશક્તિ અવિરતિને લીધે હણાયી નથી અને જે પ્રમાદ પાપ કારણવાળો છે, તે સર્વત્ર પાપ કેમ ન કરે.

૨૮૨ વિધિસહિત આ વ્રત અંગિકાર કરે સતે પ્રમાદરૂપ પાપ વર્જવાથી અવશ્યે ગુણ એટલે આત્મોપકાર થવાનો અતિચાર રહિત પાળવાના પરિણામવાળાને પણ, તે ગુણવ્રતને અંગિકાર કરવાથીજ આત્મોપકારરૂપ ગુણ થવાનો; પણ પરિણામ માત્રથી વ્રત લીધા શિવાય આત્મોપકારરૂપ ગુણ થતોજ નથી.

૨૮૩ વ્રત લીધાના કાળથી માંડીને સર્વદા ઉર્ધ્વપ્રમાણાતિક્રમ, અધઃપ્રમાણાતિક્રમ, તિર્યક્પ્રમાણાતિક્રમ, ક્ષેત્રવૃદ્ધિ, અને સ્મૃત્યન્તર્ધાન એ પાંચ અતિચારો ન સેવવા.

## સાતમું વ્રત.

૨૮૪ ઉપભોગ પરિભોગ સંબંધી જે પરિમાણ કરવું તે બીજું ગુણવ્રત જાણવું. પરિમાણ કરવાથી અવિરતિને વ્યાપીને રહેલા દૂષણો થતા નથી, પણ ગુણ થાય છે.

૨૮૫ આ ઉપભોગ પરિભોગ, ભોજનથી અને કર્મથી એમ બે પ્રકારનો થાય છે એમ સમજવું. અને આ બન્નેના અતિચારો પણ ઠેકાણમાં જુદા જુદા કહીશું.

૨૮૬ સચિત્ત આહાર, સચિત્ત પ્રતિબદ્ધ આહાર, અપકવ ઔષધિ ભક્ષણ, દુઃપકવ ઔષધિ ભક્ષણ, અને તુચ્છ ઔષધિ ભક્ષણ એ પાંચ ભોજનના અતિચારો આગમમાં કહેલી રીતે વર્જવા.

૨૮૭-૨૮૮ અંગારકર્મ, વનકર્મ, શકટકર્મ, ભાટકકર્મ, સ્ફોટનકર્મ, દન્તનો વેપાર, લાક્ષનો વેપાર, રસનો વેપાર, કેશનો વેપાર, અને વિષનો વેપાર. યન્ત્રપીડનકર્મ, નિર્લાછનકર્મ, દવદાન, સરોવર દ્રહ અને તલાવ આદિનો શોષન, અને અસતીપોષણ એમ ૧૫ કર્માદાન વર્જવા.

## આઠમું વ્રત.

૨૮૯ અનર્થદણ્ડવિરતિ એ ત્રીજું ગુણવ્રત જાણવું. તે અનર્થદણ્ડ અપધ્યાન આચરિત, પ્રમાદઆચરિત, હિંસ્રઆચરિત, અને પાપોપદેશ એમ ચાર પ્રકારે છે.

૨૯૦ અનર્થદણ્ડથી જીવ બહુ કર્મ બાંધે છે. પ્રયોજન અનર્થ કરતાં થોડું હોવાથી, જીવ જેટલા કર્મ પ્રયોજનથી બાંધે છે તેના કરતાં ઘણાં (વીશેષ કર્મ વગર પ્રયોજને બાંધે છે; કારણકે પ્રયોજન તો કાલ વિગેરેથી નિયમિત હોય છે; પણ અનર્થમાં કોઈ નિયામક નથી.

૨૯૧ કન્દર્પ, કૌત્કુચ્ય, મૌખર્ય, સંયુક્તાધિકરણ, અને ઉપભોગ પરિભોગાતિરિક્તતા એ પાંચ અનર્થદણ્ડવિરતિ નામના ત્રીજા ગુણવ્રતના અતિચારો વર્જવા.

## નવમું વ્રત.

૨૯૨ સાવદ્ય યોગના વર્જનરૂપ અને નિરવદ્ય યોગના સેવનરૂપ સામાયિક તે પહેલું શિક્ષાપદ જાણવું.

૨૯૩ અત્રે વાદી પુછે છે કે જે શ્રાવકે સામાયિક કર્યું છે તે સાવદ્યયોગની વિરતિ કરે છે, તેથી થોડા કાળ સુધી તો સાધુના જેવો છે, તો તે સાધુની માફક ત્રિવિધ ત્રિવિધ સર્વ સાવદ્ય યોગ કેમ નથી વર્જતો ? આનો ઉત્તર આપે છે કે શ્રાવકને ત્રિવિધે સર્વ સાવદ્યયોગ વર્જવાનો સંભવ નથી.

૨૯૪ શ્રાવકની એ પ્રમાણે પ્રવૃત્તિ હોવાને લીધે શ્રાવકને આરમ્ભમાં અનુમતિ અવ્યવચ્છિન્ન છે તેથી, તથા કનક વિગેરે દ્રવ્ય જાતિઓમાં આ સોનું વિગેરે મારૂં છે એમ મારાપણાની બુદ્ધિના આગ્રહની અનિવૃત્તિ છે તેથી, અને સામાયિક પાળ્યા પછી તે ચીજોનો ઉપયોગ કરે છે તેથી ( કારણકે જો સર્વથા પ્રકારે એનો ત્યાગ કર્યો હોય તો સામાયિક પાળ્યા પછી પણ તે કનક વિગેરે ભોગવી ન શકે ) શ્રાવક અને સાધુ વચ્ચે તીર્થંકર ભગવાને ભેદ કહેલો છે.

૨૯૫ બે પ્રકારની શિક્ષા, ગાથા, ઉપપાત, સ્થિતિ, ગતિ, કષાય, બન્ધ, વેદના પ્રતિપત્તિ, અને અતિચાર ( એકના અતિક્રમે પાંચનો ) આ બધામાં શ્રાવક ને સાધુમાં ફેર છે. તે વાત જુદી જુદી સિદ્ધ કરી આપે છે.[1]

૨૯૬ શિક્ષા બે પ્રકારની છે. ગ્રહણરૂપા, અને આસેવન-

---

૧ આ ગાથાના મૂળમાં पंच એ શબ્દને બદલે किंच એવો પાઠાન્તર છે.

ત્રૈલોકમાં સાધુ અને શ્રાવકની ઉત્કૃષ્ટ સ્થિતિ ૩૩ સાગરોપમ અને ૨૨ સાગરોપમની અનુક્રમે હોય છે.

૩૭૨ અને સાધુ અને શ્રાવક બન્નેની જઘન્ય સ્થિતિ ત્રૈલોકયદર્શી ભગવાને પલ્યોપમ પૃથક્ત્વ અને પલ્યોપમ અનુક્રમે કહેલી છે.

૩૭૩ વ્યવહારથી સાધુ પાંચે ગતિમાં ( નરક, તિર્યંચ, મનુષ્ય, દેવ, અને સિદ્ધ ) અને શ્રાવક ચાર ગતિમાં ( નરક તિર્યંચ, મનુષ્ય અને દેવ ) આહીંઆંથી ચ્યવીને ઉપજે છે. કેટલાક, સાધુ ચોથી અથવા પાંચમી ગતિમાં ( સુરગતિ અને મોક્ષગતિ ) અને શ્રાવક ચોથી ગતિમાં ( સુરગતિમાં ) ઉપજે છે એમ કહે છે.

૩૭૪ સાધુને છેલ્લા સંજ્વલન કષાયનાજ ક્રોધાદિક ચાર ભેદોનો ઉદય તથા અનુદય હોય, અને શ્રાવકોને અપ્રત્યાખ્યાન પ્રત્યાખ્યાનાવરણ અને સંજ્વલન એ ત્રણના અથવા પહેલા વિના બેના એટલે પ્રત્યાખ્યાનાવરણ અને સંજ્વલનના ક્રોધાદિક ચારનો ઉદય હોવાથી બાર અથવા આઠ કષાયપ્રકૃતિનો ઉદય હોય છે.

૩૭૫ સાધુઓને સાત, આઠ, છ અથવા એક મૂલ પ્રકૃતિઓનો બંધ હોય છે, અથવા બંધ હોતો પણ નથી. શ્રાવકો જરૂર સાત આઠ પ્રકૃતિઓ બાંધે છે.

૩૭૬ આયુપ્રકૃતિ એકવાર બંધાતી હોવાથી તે છોડીને બાકીની સાત પ્રકૃતિઓ આગળ વિશેષે કહેવાશે તે શિવાયના સર્વે જીવો બાંધે છે. દશમે ગુણસ્થાને વર્તતા જીવો છ પ્રકૃતિઓ બાંધનારા વર્ણવેલા છે.

૩૭૭ તે સૂક્ષ્મ સંપરાયી જીવો મોહનીય અને આયુ શિવાયની છ પ્રકૃતિઓ બાંધે છે. ઉપશાન્તમોહવાળા, ક્ષીણમોહવાળા, અને કેવલી ભગવાનો ( એટલે ૧૧, ૧૨, અને ૧૩ મા ગુણ

સ્થાનવાળા જીવો ) શાતા વેદનીય નામની એક પ્રકૃતિ બાંધે છે.

૩૦૮ આ જીવો વળી બે સમયની સ્થિતિવાળા ઇર્યાપથના કર્મો બાંધે છે, પણ સાંપરાયિક બાંધતા નથી. શૈલેશીકરણવાળા જીવો (એટલે ૧૪મા ગુણસ્થાનવાળા જીવો ) અબન્ધક હોય છે, એમ જાણવું.

૩૦૯ સાધુ આઠ, સાત અથવા ચાર કર્મપ્રકૃતિઓના વેદક હોય છે; શ્રાવકને અવશ્ય આઠનો વેદક જાણવો.

૩૧૦ સાધુ પાંચે મહાવ્રત લે છે. શ્રાવક એકાદિ અણુવ્રત લે છે. અથવા સાધુ એકવાર સામાયિક ગ્રહણ કરે છે, ને ફરીને મુકતા નથી. શ્રાવક વારંવાર ગ્રહણ કરે છે.

૩૧૧-૩૧૨ સાધુને એક વ્રતના અતિક્રમે બધાનો અતિક્રમ થાય છે. પણ શ્રાવકને અગિકાર કરેલા વ્રતનોજ અતિક્રમ થાય છે. મૂળ ગ્રંથમાં ૩૧૨મા શ્લોકમાં રહેલા કિંચ એવા વચના પાઠાન્તરને અનુસરીને કહેવામાં આવેલું છે કે સર્વ સાવદ્યયોગના પચ્ચખાણ કરીને જે માણસ સર્વવિરતિ બરોબર પાળતો નથી તે ગૃહસ્થીઓના દાનધર્મથી દાન નહિ દેવાને લીધે ચુકે છે, અને સર્વવિરતિ પાળતો નહિ હોવાથી સાધુના સર્વવિરતિરૂપ વ્રતથી પણ ચુકે છે.

૩૧૩ સામાયિક કરીને મનનું દુઃપ્રણિધાન, વચનનું દુઃપ્રણિધાન, કાયાનું દુઃપ્રણિધાન, સ્મૃત્યકરણતા અને અનવસ્થિત કરવું એ પાંચ અતિચાર વર્જવા.

૩૧૪ સામાયિક કરીને જે શ્રાવક આર્તધ્યાનના વશ થઇને ઘરચિન્તા ચિન્તવે છે તેનું સામાયિક નિરર્થક છે.

૩૧૫ જેને સામાયિક કર્યું છે તેને પહેલાં બુદ્ધિથી વિચારીને નિરવદ્ય વચન બોલવું; નહિ તો સામાયિક ન થાય.

૩૧૬ નિરૂખ્યા વગર તથા પ્રમાર્જ્યા વગર જે ઇર્યાપથાદિ

સ્થાન સેવે છે, તેથી હિંસા ન થાય તોપણ, પ્રમાદને લીધે સામાયિક કર્યું નથી.

૩૧૭ પ્રમાદને લીધે સામાયિક કયારે કરવું તે જેને યાદ નથી, અથવા સામાયિક કર્યું છે કે નથી કર્યું એ જેને યાદ નથી તે માણસનું સામાયિક કરેલું પણ નિરર્થક છે.

૩૧૮ સામાયિક કરીને તેજ ક્ષણે પાળે અથવા મરજી મુજબ કરે તે અનવસ્થિત સામાયિક જાણવું. આ અનાદરને લીધે શુદ્ધ નથી

## દશમું વ્રત.

૩૧૯ દિગ્વ્રતમાં લીધેલા દિશાના પરિમાણનું દરરોજ જે સંક્ષેપથી પરિમાણ કરવું તે બીજું શિક્ષાવ્રત કહેલું છે.

૩૨૦ ધોડાને વિષે સંક્ષેપ કરવો તે આખા શરીરમાં વ્યાપેલા સાપના ઝેરને ડંકાણમાં લાવવાની માફક અપ્રમાદરૂપ હોવાથી અને આશયની શુદ્ધિ કરનાર હોવાથી હિતકારીજ છે. અને તે માટે પ્રયત્ને કરીને એનું પાલન કરવું જોઇએ.

૩૨૧ આનયનપ્રયોગ, પ્રેષ્યપ્રયોગ, શબ્દાનુપાત, રૂપાનુપાત, અને બહાર પુદ્ગલ નાંખવું એ પાંચ અતિચાર વર્જવા.

## અગીયારમું વ્રત.

૩૨૨ આહારપૌષધ, શરીરસત્કારપૌષધ, બ્રહ્મપૌષધ અને અવ્યાપારપૌષધ એ ત્રીજું શિક્ષાવ્રત છે.

૩૨૩ આ ચારે પ્રકારના પૌષધ પ્રત્યેક, દેશથી અને સર્વથી એમ બબ્બે પ્રકારના છે. દેશ પૌષધની અંદર સામાયિક ઉચ્ચરવાનો નિયમ નથી. સર્વ પૌષધમાં સામાયિક અવશ્ય કરવું જોઇએ.

૩૨૪-૩૨૫ અપ્રત્યુપેક્ષિત અને દુષ્પ્રત્યુપેક્ષિત શય્યા સંસ્તારાનું સેવવું, અપ્રમાર્જિત અને દુઃપ્રમાર્જિત શય્યા સંસ્તા-

રકનું સેવવું, અપ્રત્યુપેક્ષિત અને દુઃપ્રત્યુપેક્ષિત સ્થણ્ડિલાદિ ભૂમિનું સેવવું, અપ્રમાર્જિત અને દુઃપ્રમાર્જિત સ્થણ્ડિલાદિ ભૂમિનું સેવવુ અને લીધેલા પોષધનું બરોબર નહિ પાળવું આ પાંચે અતિચાર, ઉદ્યમવાળા થઇને આહારાદિ સર્વ પોષધોને વિશે રૂડી રીતે વર્જવા.

## બારમું વ્રત.

૩૨૬-૩૨૭ ન્યાયોપાર્જિત, કલ્પનીય, પોતાનું ભલું થવાની બુદ્ધિથી, અને પરમભક્તિથી, સાધુઓને દેશ-કાળ-શ્રદ્ધા-સત્કાર-ક્રમ-યુક્ત અન્ન વિગેરેનું દાન આપવું તે જીનેશ્વર ભગવાને શ્રાવકનું છેલ્લું શિક્ષાપદ કહેલું છે.

૩૨૮ સચિત્ત નિક્ષેપણ, સચિત્ત પિધાન, કાળાતિક્રમણ, પરવ્યપદેશ. અને મત્સર્ય આ પાંચ અતિચાર વર્જવા,

૩૨૯ એવી રીતે શ્રાવકના ધર્મની અંદર અણુવ્રતો અને ગુણવ્રતો જે કહેલા છે તે યાવજ્જીવ હોય છે, અને શિક્ષાવ્રત તો થોડા કાળનાજ હોય છે.

૩૩૦ ગૃહસ્થીઓના પચ્ચખાણના ભાંગા ૧૪૭ થાયછે. તે ૧૪૭ ભાંગા નીચે બતાવ્યા મુજબ પ્રયત્નથી જાણવા.

૩૩૧ (૧) ત્રણ યોગ અને ત્રણ કરણ, (૨) ત્રણ યોગ અને બે કરણ, (૩) ત્રણ યોગ અને એક કરણ, (૪) બે યોગ અને ત્રણ કરણ, (૫) બે યોગ અને બે કરણ, (૬) બે યોગ અને એક કરણ, (૭) એક યોગ અને ત્રણ કરણ, (૮) એક યોગ અને બે કરણ, અને (૯) એક યોગ અને એક કરણ. જ્યાં આગળ ત્રણ યોગ અને ત્રણ કરણ છે ત્યાં ફેર નહિ હોવાથી, એકજ ભાંગો થાય. બે કરણમાં, પહેલો બીજો, પહેલો ત્રીજો, અને બીજો ત્રીજો એવી રીતે ત્રણ સમજવા. અને એક કરણમાં.

પહેલો, બીજો, અને ત્રીજો. એ રીતે ત્રણ સમજવા.*

૩૩૨ પહેલા પદમાં એકજ ભાંગો; બાકીના પદોમાં, બીજામાં ત્રણ, ત્રીજામાં ત્રણ, ચોથામાં ત્રણ, પાંચમામાં નવ, છઠ્ઠામાં નવ, સાતમામાં ત્રણ, આઠમામાં નવ, અને નવમામાં, નવ, એમ કુલ ૪૯ થયા; તેને ભૂત વર્તમાન અને ભવિષ્ય કાળને આશ્રિને ત્રણ ગુણા કરીએ ત્યારે ઉપર બતાવેલા ૧૪૭ ભાંગા થાય છે.

૩૩૩ મન વચન અને કાયાયે કરવું નહિ, કરાવવું નહિ, કરતાં પ્રત્યે અનુમોદવું નહિ એ એક ભાંગો. એવી રીતે બાકીના જાણવા.

૩૩૪ મન વચન અને કાયાયે કરે નહિ, કરાવે નહિ, અને અનુમોદે નહિ, આવો ત્રિવિધ ત્રિવિધ ભાંગો દેશવિરતિ એવા ગૃહસ્થને કેમ સંભવે ! ગુરૂ કહે છે કે જવા આવવાનો જ્યાં આગળ વિષય નથી એવી બહારની જગ્યામાંના પદાર્થોના, અનુમતિથી પણ, પચ્ચખાણનો પ્રતિષેધ થઇ શકે નહિ.

૩૩૫ કેટલાક વાદીઓ કહે છે કે ગૃહસ્થને ત્રિવિધ ત્રિવિધ પચ્ચખાણ હોયજ નહિ પણ તે વાત યુક્ત નથી. કારણકે ભગવતી સૂત્રની અંદર વિશેષથી ત્રિવિધ ત્રિવિધ પચ્ચખાણ કહેલું છે.

૩૩૬ વાદી ફેર શંકા કરે છે કે ત્યારે (આવશ્યક) નિર્યુક્તિની અંદર અનુમતિનું પચ્ચખાણ શ્રાવકને ન હોય એમ નિષેધ કેમ કર્યો ! ગુરૂ કહે છે કે તે નિષેધ શ્રાવકને પોતાના વ્યવહારમાં આવતા પદાર્થોની અનુમતિને આશ્રિને હોવાથી ત્યાં આગળ અનુમતિનો નિષેધ રાખેલો છે; અથવા સામાન્ય પ્રત્યા

| | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|
| *યોગ. | ૩ | ૩ | ૩ | ૨ | ૨ | ૨ | ૧ | ૧ | ૧ |
| કરણ. | ૩ | ૨ | ૧ | ૩ | ૨ | ૧ | ૩ | ૨ | ૧ |
| કુલ ભાંગાની સંખ્યા | ૧ | ૩ | ૩ | ૩ | ૯ | ૯ | ૩ | ૯ | ૯ |

સ્થાનમાં ત્રિવિધ ત્રિવિધ ન હોય તો કાંઈ દૂષણ નથી. સ્વયંભૂરમણ સમુદ્રાદિકનાં મત્સ્યાદિકના વિશેષ પચ્ચખ્ખાણને વિશેષ ત્રિવિધ ત્રિવિધ બને છે માટે તમારૂં કહેલું દૂષણ અત્રે લાગતું નથી.

૩૩૭ દિક્ષા લેવાના ભાવવાળા પુત્રાદિક સન્તતિના નિમિત્તને માટેજ અગીઆરમી પડિમાને અંગિકાર કરાવવાળા ગૃહસ્થીને સ્વવિષય પણ ત્રિવિધ ત્રિવિધ પચ્ચખ્ખાણ હોય છે.

૩૩૮ અહિંઆં કોઇ પુછે છે કે મનથી કરવું કરાવવું અને અનુમોદવું તે શી રીતે? ગુરૂ ઉત્તર આપે છે કે જેમ કાયાથી અને વચનથી કરવું કરાવવું અને અનુમોદવું તેમ મનથી પણ સમજવું.

૩૩૯-૩૪૦ કારણકે કાયાથી અને વચનથી કરવું કરાવવું અને અનુમોદવું તેનો આધાર મનયોગ ઉપર છે. અથવા સાવદ્યયોગનું ચિન્તવવું એ મનથી કરવું એમ વીતરાગ ભગવાને પ્રરૂપેલું છે. અમુક માણસ સાવદ્ય કામ કરે એવું જે મનમાં ચિન્તવવું તે મનથી કરાવવું સમજવું. અને કોઇ માણસે સાવદ્ય કાંઇ કર્યું હોય તેનો મનમાં વિચાર કરે જે આને સારૂં કર્યું. એ મનથી અનુમોદવું સમજવું.

## સામાચારી.

૩૪૧ જે ઠેકાણે સાધુનું આગમન અને સાધુનો સમાગમ હોય, ચૈત્યગૃહ હોય, અને સમાન ધાર્મિકો હોય, તે ઠેકાણે શ્રાવકે રહેવું જોઇએ.

૩૪૨ કારણકે સાધુઓને વાંદવાથી તેમના ગુણોનું બહુમાન થવાથી પાપ નાશ પામે છે; સાધુઓ પાસે સાંભળવાથી યથાર્થજ્ઞાન અસંદિગ્ધ થાય છે; અને પ્રાસુક દાન આપવાથી નિર્જરા થાય અને જ્ઞાન વિગેરેનો ઉપકાર થાય છે.

૩૪૩ જ્યાં ચૈત્યગૃહ હોય ત્યાં રહેવાથી આગમમાં કહેલી

વિધિસહિત ચૈત્યવંદન પૂજા વિગેરે કરવાથી મિથ્યાદર્શન નાશ પામે છે. અને તે ચૈત્યવંદન પૂજા વિગેરે સમ્યગ્દર્શનની વિશુદ્ધિનો હેતુ છે; એમ વીતરાગ ભગવાને કહેલું છે.

૩૪૪ જ્યાં સમાન ધાર્મિક રહેતા હોય ત્યાં રહેવાથી, સાધર્મિકને સ્થિર કરવું અથવા પોતાનું ધર્મને વિષે સ્થિર થવું તે, તથા સંસારના સારભૂત વાત્સલ્યનું કરવું તે, અને સમ્યગ્દર્શનાદિરૂપ માર્ગને સહાય કરવાથી સમ્યગ્દર્શનાદિકનો નાશ ન થાય એ વિગેરે ગુણો થાય છે.

૩૪૫ નવકાર મંત્ર જપતાં ઉઠવું. હું શ્રાવક છું એમ વિચાર કરવો, પછી મંત વિગેરે વિષયમાં યોગ કરવો, ચૈત્યવંદન કરવું, પછી વિધિપૂર્વક પચ્ચખાણ કરવું.

૩૪૬ પરોડમાં આ પ્રમાણે પોતાની ક્રિયા કરીને પછી ચૈત્યોમાં પૂજા વિગેરે કરવી. પછી સાધુ પાસે પહેલું જેમ ધાર્યું હોય તેમ પચ્ચખાણ લેવું.

૩૪૭ વાદી કહે છે કે પૂજામાં કાયવધ થાય છે અને આગમમાં કાયવધનો નિષેધ કરેલો છે, અને તે પૂજા અર્હંતને કાંઇ ઉપકારી નથી; તેથી તે કહે છે કે પૂજા ન કરવી જોઇયે.

૩૪૮ અત્રે ગુરૂ ઉત્તર આપે છે કે જો કે ભગવાનની પૂજામાં કાયવધ થાય છે, તોપણ તે પૂજા પરિણામવિશુદ્ધિનું કારણ હોવાથી કરવી જોઇયે.

૩૪૯ સિદ્ધાન્તમાં દ્રવ્યસ્તવ વિષયિક કુવાનું દ્રષ્ટાન્ત આ સંબંધમાં આપેલું છે અને ગૃહસ્થીઓ હંમેશાં આરંભમાં પ્રવર્તેલા છે તેથી કાયવધ થાય છે તોપણ પૂજા કરવી.

૩૫૦ અને જો કે પૂજ્યને ઉપકાર થતો નથી તોપણ પૂજકને ઉપકાર થાય છે. જેમ મંત્ર વિગેરેના સ્મરણમાં મંત્રને કાંઇ ઉપકાર થતો નથી તથા અગ્નિ ચિંતામણિ આદિનું સેવન કર-

વામાં તે અગ્નિ આદિને ઉપકાર થતો નથી છતાં પણ તેની સેવા કરવાવાળાને તેનું ફળ થાય છે. તેમ અહિંઆં પણ તીર્થંકર ભગવાનને ઉપકાર થતો નથી, છતાં પણ પૂજા કરવાવાળાને થાયછે.

૩૫૨ જે અસાર એવાં શરીર વિગેરે માટે કાયવધમાં પ્રવર્તે છે, તે જીનપૂજા કરવામાં કાયવધ થાય છે એમ કહીને નિષેધ કરે છે તે તેમનું અજ્ઞાન છે.

૩૫૨ નિર્વાણ ઇચ્છના ગૃહસ્થે સૂત્રમાં કહેલી વિધિએ યતના સહિત લોકોત્તમ એવા તીર્થંકરોની પૂજા હમેશાં કરવી જોઇએ.

૩૫૩ ગુરૂ સાક્ષિક ધર્મ છે તેથી પોતે પચ્ચખાણ ધાર્યું હોય તે તથા નવો સંવેગ આવવાથી બીજું પણ પચ્ચખાણ ગુરૂ સમીપ ગ્રહણ કરવું. અને પ્રાયે આ પ્રમાણે કરવાથીજ વિધિ સંપૂર્ણ થાય છે, અને આ પ્રમાણે સાધુ સમીપ પચ્ચખાણ કરવાથી તીર્થંકર ભગવાનની આજ્ઞા સચવાય છે.

૩૫૪ પછી ક્ષાન્ત્યાદિ લક્ષણ ધર્મ સાધુ પાસે સાંભળીને અને સાધુઓને સંયમયાત્રાનુ પુછીને, સાધુ સંબંધી સ્વશક્તિ તથા ભાવને અનુસાર કરવા યોગ્ય કરવું.

૩૫૫ પછી યથોચિત અનિન્દ્ય અનુષ્ઠાન કરીને સાધુને વહોરાવવા વિગેરે રીતે યથાવિધિ ભોજન કર્યા પછી પણ તિવિહારાદિકનું પચ્ચખાણ કરવું.

૩૫૬ પછી સાધુની સેવા કરવી, પછી વીતરાગની પૂજા કરવી, પછી ચૈત્યવન્દન કરવું, પછી પોતાને ઘેર આવીને પૃથક એકાન્ત શૈયાની અંદર શયન કરવું.

૩૫૭ શ્રાવક ઉત્સર્ગથી બ્રહ્મચારી હોય, છતાં મોહોદય હોય તો નિશ્ચય કરીને પરિમાણ તો કરેલું જ હોય; એવો છતો વીતરાગનું સ્મરણ કરતો સુઇ રહે. અને જાગતી અવસ્થામાં અત્રે આગળ કહેવામાં આવશે એમ ચિન્તવે.

૩૫૮-૩૫૯-૩૬૦ જીવોમાં ત્રસપણું અને ત્રસોમાં વળી પંચેન્દ્રિયપણું ઉત્કૃષ્ટ છે, અને તે પંચેન્દ્રિયમાં મનુષ્યપણું અને મનુષ્યપણામાં આર્યદેશ, અને આર્યદેશમાં ઉચ્ચ કુળ, અને ઉચ્ચ કુળમાં પણ ઉચ્ચ જાતિ, અને ઉચ્ચ જાતિમાં પણ રૂપની સમૃદ્ધિ ( એટલે બધા અંગોમાં ઉત્કૃષ્ટી રૂપની નિષ્પત્તિ), અને એવા રૂપમાં પણ બળ વધારે પ્રધાન છે. એવું બળ હોય તેમાં પણ પ્રધાનતર જીવિત છે, અને એવું જીવિત હોય તેમાં પણ પ્રધાનતર વિજ્ઞાન છે, અને એવું વિજ્ઞાન છતાં પણ પ્રધાનતર સમ્યકત્વ છે, અને એવા સમ્યકત્વમાં શીલ સંપ્રાપ્તિ પ્રધાનતર છે.

૩૬૧ શીલમાં ક્ષાયક ભાવ પ્રધાન છે. અને ક્ષાયક ભાવ પામે સતે કેવળજ્ઞાન પ્રધાન છે. પ્રતિપૂર્ણ પરમાક્ષર કેવળજ્ઞાન પામે સતે મોક્ષ પ્રધાનતર છે.

૩૬૨-૩૬૩ સંસારમાં જન્મ જરા મરણના દુઃખથી પીડાયેલા જીવને સુખ નથી, તેથી જન્મ વિગેરે દોષરહિત અને અવ્યાબાધ સુખવાળો મોક્ષ ઉપાદેય છે. અને તે મોક્ષના સાધનની ઘણી સામગ્રી મને હાલ મળી છે એમ વિચારવું.

૩૬૪ વળી વિચારવું જે, તેથી હાલ જે સાધન મને નથી મળ્યું તેનેજ માટે મારે ઉદ્યમ કરવો જોઇએ. કારણકે ડાહ્યા જનોએ નિન્દેલા સંસારના અનુબન્ધ મેળવવાના પ્રયત્નથી શો લાભ છે ?

૩૬૫ આવી રીતે ચિન્તવવાથી, વૈરાગ્ય, કર્મક્ષય, વિશુદ્ધજ્ઞાન, ચારિત્રના પરિણામ, ધર્મમાં સ્થિરતા, ઉત્તમ આયુનો બંધ, અને બોધિ, એવા ગુણો થાય છે.

૩૬૬ સવારથી સાંજ સુધીમાં પૂર્વે કહેલો (નવકારથી જાગવું વિગેરે) વિધિ જાણવો. હવે પરદેશ ગમનમાં સંક્ષેપથી વિધિ કહે છે.

૩૬૭ પરદેશ જતા પહેલાં કોની સાથે વૈર વિરોધ હોય તેની સાથે [illegible]

કરવું જોઇયે. ગ્રહસ્થ કે સાધુ કોઇ પણ સંદેશો કહાવે તો સાધુનો સંદેશો લઇ જવો, અને ગ્રહસ્થનો નિરવદ્ય હોય તોજ લઇ જવો.

૩૬૮ સાધુની અને શ્રાવકની વિહારની વખતે સમાચારી એવી છે કે જ્યાં ચૈત્યો હોય ત્યાં પહેલાં સંઘને વંદાવે.

૩૬૯ પછી પોતે સંઘને વાંદે; પછી ચૈત્યને વાંદે. હવે જો વખત ન હોય, અથવા સાર્થાદિ ચાલ્યો જાય એવું હોય અને માર્ગ ભયવાળો હોય, તો સઘને:વિશે ઉપયોગવાળા છતાં પહેલેથીજ ચૈત્ય વન્દન કરે.

૩૭૦ પછી પ્રણિધાન કરીને વિહરતા સાધુ સાધ્વી વિગેરેને જોઇને કહે કે તમે કેટલા ઠેકાણે દર્શન કર્યા?

૩૭૧ જેઓએ હાથ જોડ્યા છે, જેઓનું શરીર શ્રદ્ધા અને સંવેગથી રોમાંચિત થયું છે, જેઓએ માથું નમાવ્યું છે, અને જેઓ શુભધ્યાનવાળા છે એવા તે સાધુ વિગેરે પણ તે વન્દનને બહુમાન કરે.

૩૭૨ ચૈત્યને વાંદનારાઓને ચૈત્યવન્દનથી અને બીજાઓને શુભધ્યાન થવાથી જીનેશ્વર મહારાજે તે બન્નેને પુણ્ય કહેલું છે. પણ તે પુણ્ય એકમાંથી બીજામાં જાય છે એમ નહિં એટલે સંક્રમણ થતો નથી. માટે આ વિધિ (મર્યાદા) જરૂર કરવી જોઇયે.

૩૭૩ જે અનુપયોગથી પ્રણિધાન કરતા નથી, અથવા વાંદીને કહેતા નથી, તે પ્રત્યક્ષ મૃષાવાદી છે. અને તેથી જીનેશ્વર ભગવાને તેઓને પાપી કહેલા છે.

૩૭૪ જે વળી કરસંપુટ જોડીને અને શ્રદ્ધા તથા સંવેગથી પુલકિત શરીરવાળા થઇને રૂડી રીતે વન્દનાનું બહુમાન કરતા નથી તે પણ પાપીઓ છે.

૩૭૫ જે ચોરાદિકના ભયવડે કરીને દેરાસરની અંદર વન્દન કરવાને વખત ન હોય તોપણ ચૈત્યને જોઇને નમસ્કાર કરીને સંક્ષિપ્તિક પ્રણિધાન કરવું જોઇયે.

૩૭૬ તેવી રીતે નમસ્કારમાત્રનું પ્રણિધાન કર્યા છતાં પણ તે વન્દન નિવેદન કરવું જોઇએ. જો તે નિવેદન ન કરે તો જીનેશ્વર મહારાજે પ્રમાદને લીધે તેને પણ દોષ કહેલો છે.

૩૭૭ આ પ્રકારે સામાચારી જાણીને જે વિધિસહિત કરે છે તે વિહારની વિધિના કુશળ છે. અને બાકી રહેલા અનિપુણ છે.

૩૭૮ અને બીજા પણ અભિગ્રહ નિરતિચાર ખરેખર કરવા જોઇએ. અને પડિમાઓ અને અનિત્યાદિ ભાવનાઓ પણ ખાસ વિશેષે કરીને અંગીકાર કરવા યોગ્ય છે.

૩૭૯ આમ જેવી રીતે વિધિ કહી, તે વિધિએ વિહાર કરવાથી કેટલેક કાળ ગયા પછી, ચારિત્રમોહનીયના ઉદયથી દિક્ષાના અભાવે પણ, આવખાનો અન્ત સમય પ્રાપ્ત થયેથી, આગળ બતાવવામાં આવશે એ વિધિએ સમાધિથી કાળ કરે.

૩૮૦ રાગદ્વેષરહિત ભગવાને છેલ્લી મારણાન્તિકી સંલેખણાનું સેવન આરાધન કહેલું છે, તે સંલેખણા હું કહું છું.

૩૮૧ વિકૃષ્ટ તપસ્યા વિગેરે કરીને, સમાધિ પ્રમાણે આલોયણા કરીને, અણુવ્રતાદિનો ફેર ઉચ્ચારણ કરવાવડે આત્મા નિર્મળ કરીને, ત્રણ અથવા ચાર આહારનો ત્યાગ કરવો.

૩૮૨ વાદી પુછે છે કે પરિત્યાગ વિગેરે પ્રકારે સર્વ આરંભની ક્રિયામાંથી નિવર્તેલો શ્રાવક, મરણની અવસ્થામાં પણ શામાટે દીક્ષા ગ્રહણ કરતો નથી ?

૩૮૩ ગુરૂ ઉત્તર આપે છે કે ચારિત્ર પરિણામનો તે શ્રાવકને અભાવ છે. ત્યારે વાદી પુછે કે આમ સર્વ આરંભથી નિવૃત્ત થયેલા તે શ્રાવકને ચારિત્ર પરિણામ કેમ થતો નથી ? ગુરૂ કહે છે કે, ચારિત્ર પરિણામ તે આરંભ વિગેરેની અપ્રવૃત્તિ માત્રજ નથી; કારણ કે આરંભાદિની અપ્રવૃત્તિવાળા કીડી

વિગેરેના ઉપસર્ગ સહન કરનાર ચંડકૌશિકનાગ વિગેરે તિર્યંચોને ચારિત્ર પરિણામ કહેલો નથી.

૩૮૪ વળી કેટલાક અગીતાર્થો કહે છે કે હમણાં જે સંલેખણા કહી તે બાર પ્રકારના શ્રાવકધર્મમાં કહેલી નથી. તેથી તે સંલેખણાવાળો સાધુજ કહેવાય.

૩૮૫ આ સંલેખણા શ્રાવકના બાર પ્રકારના ધર્મની પછી તરતજ કહેલી છે અને તે બાર પ્રકારનો ધર્મ આવખું છતાં થતો હોવાથી લાંબા વખત પાળવાનો છે. અને આ સંલેખણા ચરમ અવસ્થામાં થોડા કાળની છે. આ પ્રમાણે છે તેથી તે સંલેખણા બાર પ્રકારના શ્રાવક ધર્મથી જુદી નથી.

૩૮૬ અને વળી બીજું કારણ એ છે કે આ સંલેખણાનું અતિચારસૂત્ર શ્રાવકને આશ્રીને કહેલું છે; માટે આ સંલેખણાથી તે શ્રાવક સાધુ થતો નથી. અને પરિણામ પણ દેશવિરતિના હોવાથી તે ગૃહસ્થીજ છે. પણ સાધુ નહિ.*

૩૮૭ ઈહલોક આશંસાપ્રયોગ, પરલોક આશંસાપ્રયોગ, જીવિત આશંસાપ્રયોગ, મરણ આશંસાપ્રયોગ, અને ભોગ આશંસાપ્રયોગ, આ પાંચ સંલેખણાના અતિચારો વર્જવા. અને સંસારનું અશુભ પરિણામ ભાવવું.

૩૮૮ જીનેશ્વરે કહેલા ધર્મના ગુણ વિગેરે ભાવવા. અને તેથી ઉત્પન્ન થતું ઉત્કૃષ્ટ અવ્યાબાધ સુખરૂપ મોક્ષફળ ભાવવું. અને આવી રીતે ભાવના કરવાથી આવતા ભવે પણ બોધીનો લાભ થાય છે.

૩૮૯ કુસુમથી વાસિત તલનું તેલ પણ સુગંધી થાય છે. આ ઉપમા જેવી બોધી વીતરાગ ભગવાને કહેલી છે.

૩૯૦ આ ઉપમામાં જીનધર્મનો અભ્યાસ તે આ ભવમાં

* (સૂત્રકૃતાંગ વિગેરે સૂત્રોમાં પણ તે સંલેખણાવાળાઓને ગૃહસ્થીજ કહેલ છે)

કુસુમના સરખો જાણવો. ભવ તલસમાન સમજવો, અને તેલ
સમાન આવતા ભવમાં બોધીપણું સમજવું.

૩૯૧ આ રીતે ગુણ હમેશાં બન્યો રહેવાથી અને નહિ પડ
વાથી, કર્મનો બન્ધ ઓછો થવાથી અને પૂર્વે બાંધેલા કર્મોનો ક્ષય
થવાથી, આમ બન્ને પ્રકારે શાશ્વતસુખરૂપ મોક્ષ અવશ્ય મળવાનું.

૩૯૨ સમ્યક્ત્વ પામ્યા પછી દરેક કર્મની સ્થિતિ જે ઘટા
ડીને એક કોડાકોડી સાગરોપમ ન્યુન ઉત્કૃષ્ટ કરી હતી તેમાં
પણ પલ્યોપમ પૃથક્ત્વ ઘટાડે ત્યારે દેશવિરતિપણું જીવ પામે
છે. તે પ્રમાણે સંખ્યાતા સાગરોપમ ઓછી સ્થિતિ થાય ત્યારે
જીવ ચારિત્ર પામે છે. ત્યાર પછી સંખ્યાતા સાગરોપમ ઓછા
થાય ત્યારે જીવ ઉપશમ તથા ક્ષપક,,ણી યથાક્રમે માંડે છે.

૩૯૩ આવી રીતે દેવતા અને મનુષ્યના જન્મમાં અપ્રતિપ
તિત સમ્યક્ત્વ હોય તો આગળ ચારિત્રાદિકનો લાભ થાય છે
અને તેવાં કર્મ આ ભવમાં જો તુટયાં હોય તો બેમાંથી એક શ્રે
ણીદ્વારાએ એકજ ભવમાં સમ્યક્ત્વાદિ ગુણો જીવ પામી શકે છે

૩૯૪ રાગ વિગેરેના અભાવને લીધે જન્મ વિગેરેનો અસ
ભવ હોવાથી, સિદ્ધ ભગવાનોને અવ્યાબાધ શાશ્વત્ સુખ હોય છે

૩૯૫ રાગ દ્વેષ અને મોહ લક્ષણ દોષો અનુક્રમે અભિષ્વ
અપ્રીતિ અને અજ્ઞાનથી ઓળખાય છે. આ ત્રણે દોષો અત્યન્ત
ખરાબ સ્વરૂપવાળા છે. અને ચીકણાં કર્મ બંધાવવાના કારણભૂત છે

૩૯૬ આધી અભિભૂત જન્મ જરા મરણરૂપી જળથી ભ
રેલા ભવરૂપી સમુદ્રમાં ભટકતા સંસારી જીવોને ક્યાંથી કિંચિ
માત્ર પણ સુખ હોય!

૩૯૭ રાગાદિકના અભાવથી જીવને જે સુખ થાય છે
સુખ રાગાદિક જીવવાળાઓજ જાણી શકે છે. કેમકે સન્નિપા
વાળો માણસ સન્નિપાતના અભાવનું સુખ જાણી શકતો નથી

૩૯૮ જેમ બીજ બળી જાય, પછી તે બીજથી અંકુર ઉત્પત્તિ થતી નથી, તેમ કર્મરૂપી બીજ બળી ગયા પછી તે થવાવાળા સંસારરૂપી અંકુરની એટલે જન્મરૂપ અંકુરની ઉત્પત્તિ થતી નથી.

૩૯૯ અને જન્મ ન હોય તો જરા, મરણ, ભય અને શાપ કાંઇ પણ ન હોય, અને સિધ્ધોને એ જન્માદિનો અભાવ હોવાથી પરમ સુખ કેમ ન હોય ?

૪૦૦ સિદ્ધ મહારાજને શરીરાદિ નહિ હોવાને લીધે કોઇ પણ જાતની પીડા નહિ હોવાથી, અને સંસારની અંદર સર્વ ઇન્દ્રિયોના ભોગની પ્રાપ્તિ થયા પછી અભિલાષની નિવૃત્તિથી જેમ સુખ થાય છે તેમ તેમને પણ સકળ પદાર્થોની ઔત્સુક્યતા જવાને લીધે, પરમ સુખ થાય છે.

૪૦૧ આ સંસારમાં ભોગથી થવાવાળી ઔત્સુક્યતાની નિવૃત્તિ થોડા કાળની હોય છે, પણ તે સિધ્ધોની ઔત્સુક્યતાની નિવૃત્તિતો સર્વકાળની છે; એમ નિશ્ચય એકાન્તે, ફેર પ્રવૃત્તિ નહિ હોવાથી તથા પુનરાગમન નહી હોવાથી જાણવું.

૪૦૨ એવી રીતે અનુભવ યુક્તિ અને હેતુએ કરીને સિધ્ધોને સુખ છે એમ નિશ્ચય થયો. અને તેવીજ રીતે જીનેશ્વર મહારાજના આગમથી પણ શ્રદ્ધાન્ કરવું.

૪૦૩ તે પૂર્વાચાર્યોના કરેલા પ્રકરણોમાંથી અને સૂત્રોમાંથી આ મારી બુદ્ધિએ જે ઉદ્ધાર કર્યો છે તેમાં જે કાંઇ વિરૂદ્ધ હોય તે ગીતાર્થોએ અને શ્રુતદેવતાએ ખમવું.

ઇતિ શ્રાવકપ્રજ્ઞપ્તિ ... ૧૯.